ૐ

# અનુભૂત સિધ્ધ પ્રયોગ સંગ્રહ

અને

# લોહ-પ્રયોગ સંગ્રહ




લેખક અને સંપાદક:

વૈદ્ય હરિલાલ ગોરધન પાઠક.

આયુર્વેદભિષક્.

હરિહર ઔષધાલય - બાલાશિનોર

(રેવાકાંઠા.)



| | | |
|---|---|---|
| આવૃત્તિ પહેલી | કિંમત પાકું પૂઠું રૂ. ૧ા | સને ૧૯૪૦ |
| પ્રત ૧૦૦૦ | કાચું પૂઠું રૂ. ૧) | સંવત્ ૧૯૯૬ |



# અનુભૂત સિધ્ધ પ્રયોગ સંગ્રહ

અને

# લોહ-પ્રયોગ સંગ્રહ.




લેખક અને સંપાદક :-

વૈદ્ય હરિલાલ ગોરધન પાઠક.

આયુર્વેદભિષક્.

હરિહર ઔષધાલય, બાલાશિનોર.

(રેવાકાંઠા.)





આવૃત્તિ પહેલી    કિંમત પાકું પૂઠું રૂ. ૧ા    સને ૧૯૪૦

પ્રત ૧૦૦૦    કાચું પૂઠું રૂ. ૧)    સંવત્ ૧૯૯૬

પ્રકાશક :
વૈદ્ય હરિલાલ ગોરધન પાઠક.
હરિહર ઔષધાલય અને આયુર્વેદિક ફાર્મસી.
બાલાશિનોર.



सोऽयं निज परो वेत्ति गणना लघुचेतसाम् ।
उदार चरितानां तु वसुधैव कुटुंबकम् ॥

સાંકડા મનવાળાજ 'આ મારૂં' અને 'આ પારકું' એવું સમજે છે. ઉદાર ચરિત્રવાળા તો આખા જગતને પોતાનું કુટુંબ માને છે.

परोपकृति कैवल्यं तोलयित्वा जनार्दनः ।
गुर्वी मुप कृतिं मत्वा ह्यवताराम्दशाग्रहित् ॥

ભાવાર્થ :- "પ્રભુએ પરોપકારને અને મુક્તિને તોળી જોયાં, તેમાં મુક્તિ કરતાં પરોપકારનો ભાર વધારે થયો, તેથી પ્રભુએ પોતે મુકિત છોડીને પરોપકારને અર્થે દશ અવતાર ધારણ કર્યા."

મુદ્રક :
મગનલાલ મનસુખરામ પુરોહિત.
પુરોહિત પ્રિન્ટીંગ પ્રેસ
ધીકાંટા રોડ - અમદાવાદ.

# અભિનંદન પત્ર.



પરમ સુખદાયક શ્રેષ્ઠ કર્તવ્ય પ્રાપ્તવ્યનો
સીધો ને સાચો માર્ગ દર્શાવનાર એવા
સદ્ગ્રંથોનું શ્રવણ-મનન, દાન-ભેટ
ઇત્યાદિ કરી કરાવીને જે કોઇ
પોતામાં અને બીજાંઓમાં જ્ઞાન-
ચારિત્રની શુદ્ધિ વૃદ્ધિ
કરવા-કરાવવામાં વધુ પ્રીતિમાન હોય

**એવાં પ્રત્યેક બહેન અને બંધુને**

તેમને એ અહોભાગ્ય માટે
શ્રી હરિહરના સ્મરણપૂર્વક

**સપ્રેમ અભિનંદન.**



# સમર્પણ.

शिवस्य परमो विष्णुर्विष्णोश्च परमः शिवः।
एक एव द्विधाभूतो लोके चरति नित्यशः ॥
नमश्चर्म निवासाय नमस्ते पीत वाससे।
नमोऽस्तु लक्ष्मी पतये उमायाः पतये नमः ॥
(शिवाङ्क)

× × × ×

कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात्
करोमि यद्यत्सकलं परस्मै
नारायणायेति समर्पयामि ॥

× × × ×

કાયાથી, વાણીથી, મનથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, ચિત્તથી, અહંકારથી, કિંવા પ્રકૃતિના સ્વભાવથી જે જે કંઇ કરૂં છું, તે સર્વ હે પરબ્રહ્મ નારાયણ! આપના ચરણકમળમાં સમર્પણ કરૂં છું.



# સપ્રેમ વંદન.

આ પુસ્તકમાંના લખાણ ઉપરથી, બીજા
ઉત્તમ ગ્રંથ વાંચવા વિચારવાથી અથવા
બીજા સાધન યા કારણથી જેમને
સ્થાયી સંપત્તિ અને ઉન્નતિ શું છે?
તે શી રીતે મેળવી શકાય છે?

એ બાબત યથાવત્ સમજાઈ જઈ એ દિશામાં
આગળ વધવાની જરાપણ ધગશ
જાગી ઉઠી હોય કિંવા જાગી ઉઠે.

તે તે દરેક વાંચનાર અને બીજા સજ્જનો
પ્રત્યે આગળ વધવાની કૃપાભિક્ષા યાચી
**સપ્રેમ વંદન છે.**

ॐ तत् सत्

# સંકેત-સૂચી.

આ પુસ્તકમાં જે જે પુસ્તકોમાંથી પ્રયોગો લીધા છે, તે તે પુસ્તકોનાં ટૂંકાં નામ પ્રયોગોની નીચે આપવામાં આવ્યાં છે; તેનું સ્પષ્ટિકરણ નીચે પ્રમાણે છે:—

| સાંકેતિક શબ્દ. | પુરૂં નામ. |
|---|---|
| **संस्कृत ग्रंथ.** | |
| अ० हृ० | अष्टांग हृदय। |
| च० सं० | चरक संहिता। |
| च० द० | चक्रदत्त। |
| भा० प्र० | भाव प्रकाश। |
| भै० र० | भैषज्य रत्नावली। |
| यो० र० | योगरत्नाकर। |
| र० चं० | रस चण्डांशु। |
| र० यो० सा० | रसयोग सागर। |
| र० सा० | रसायन सार। |
| वृन्द० | वृन्द माधव। |
| वै० जी० | वैद्य जीवन। |
| शा० सं० | शार्ङ्गधर संहिता। |
| **हिन्दी.** | |
| अ० यो० मा० | अनुभूत योगमाला। |
| ति० अ० | तिब्बे अकबर। |
| **ગુજરાતી.** | |
| જં. જ. | જંગલની જડીબુટ્ટી |
| આ. ભિ. | આર્યભિષક. |

વૈદ્યરાજ અંબાશંકર જી. ત્રિવેદી.

ભિષક્કેસરી, ચિકિત્સક ચૂડામણિ.



પ્રમુખ: અમદાવાદ વૈદ્યસભા.

સંચાલક: શ્રી અનંત આયુર્વેદ પાઠશાળા,

**અમદાવાદ.**

॥ ॐ ॥

ॐ नमः शिवाय



सर्वे जीवाः सुखै दुःखै मांया जालेन वेष्टिताः।
तेषां मुक्तिः कथं देव कृपया वद शङ्कर ॥

(યોગ શિખોપનિષદ્)

## નિવેદન

ભગવાનને જ્યારે જે કાર્ય કરાવવું હોય છે, ત્યારેજ તે થાય છે. મનુષ્યે પરમેશ્વર પ્રીત્યર્થ શાસ્ત્ર સમ્મત પ્રયત્ન કરવો જોઇએ. ફળ તો એ જગન્નિયંતાની ઇચ્છાનુસાર મળશે. તે પોતાનું કામ પોતેજ કરાવે છે, પોતેજ સંભાળે છે, પોતેજ શક્તિ આપે છે, પોતેજ જોઇતી વસ્તુઓ મેળવી આપે છે અને પોતેજ લોકોને પ્રેરણા કરીને સહાયતા કરાવે છે.

દેશી દવાઓ દ્વારા જાહેર જનતાની સેવા કરવાના સંસ્કાર મને જન્મથીજ મળ્યા છે એમ કહું તો ચાલે. દવાઓ બનાવવાનો અને આપવાનો શોખ મને છેક બચપણથીજ હતો. વૈદ બનવાની ઇચ્છા આખરે કુદરતે પુરી કરી. શિક્ષકના ધંધામાંથી પ્રેં૦ રા૦ ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસાર્થે જવાનું થયું. ત્યાં ઇશ્વરેચ્છાથી 'ગુજરાત

આયુર્વેદિક ફાર્મસી' ના માલીક અને 'વૈદ્યકલ્પતરૂ' ના વિદ્વાન તંત્રી શ્રી. રવિશંકર જટાશંકર ત્રિવેદી, આયુર્વેદાચાર્યનો પરિચય થયો. તેમણે વૈદકના અભ્યાસની અનુકૂળતા કરી આપી અને અનંત આયુર્વેદિક પાઠશાળાના પ્રધાન અધ્યાપક શ્રી. અંબાશંકર જી. ત્રિવેદી, આયુર્વેદ આચાર્ય મારા ગુરુ બન્યા. ઇશ્વરેચ્છાથી 'આયુર્વેદભિષક્' ની પરીક્ષા પહેલેજ વર્ષે બીજી શ્રેણીમાં પાસ કરી.

ઇષ્ટદેવની પ્રેરણાથી તા. ૨૫-૬-૩૯ ના રોજ 'હરિહર ઔષધાલય' એ નામથી દવાખાનું શરૂ કર્યું. દવાની ફી તરીકે મોટા માણસ પાસે ૦-૧-૦ અને બાળકોના ૦-૦-૬ લેવાનો રિવાજ રાખ્યો. દિનપ્રતિદિન દવાખાનાનું કામ વધતુંજ ગયું અને હજી વધતુંજ જાય છે. મને એટલો વિશ્વાસ છે કે શ્રી શંકરની મારા ઉપર કૃપા છે, અને તેમની કૃપાથીજ મુરબ્બી રવિશંકરભાઇ અને અંબાશંકરભાઇ જેવા વિદ્વાન પુરુષો મારા જેવા તુચ્છ ઉપર કૃપા રાખે છે.

કેટલાક ભાઇઓ તરફથી એવો પ્રશ્ન પૂછાય છે કે તમો ૦-૧-૦ ફીમાં દવાખાનું શી રીતે ચલાવો છો? આનો જવાબ નીચે પ્રમાણે છેઃ—

'મારો જાતિ અનુભવ છે કે આપણી દેશી દવાઓ જો મોટા પ્રમાણમાં બનાવવામાં આવે તો દરરોજ એક દર્દી પાછળ દવાના ખર્ચનો માત્ર એક પૈસો આવે છે; કારણ કે મેં જોયું છે કે એક પૈસાની મીંઢીઆવળ આઠ દર્દીને આપી શકાય છે. એક પૈસાના નેપાળાથી ત્રણસો જુલાબ થઇ શકે છે.

ધાતુઓની ભસ્મ બનાવતાં એક તોલા પાછળ ચારથી છ આના ખર્ચ આવે છે, પણ એક તોલો ભસ્મમાંથી ઓછામાં ઓછી ૩૨ પડીકી થઈ શકે છે.

આપણા દેશ ઉપર ઇશ્વરની એટલી કૃપા છે કે જો દેશી દવાઓ વાપરવામાં આવે તો બહુજ ટૂંકા ખર્ચમાં ઘણું કામ કરી શકાય.

આ ઔષધાલયમાં ગરીબ દર્દીઓને મફત દવા આપવામાં આવે છે અને જરૂર પડે રહેવા જમવાનો પણ બંદોબસ્ત કરી આપવામાં આવે છે.

વધારે ખુલ્લું મન રાખીને દયાની લાગણીથી કોઇપણ ભલું કામ કરવામાં આવે તો તેમાંથી એટલો બધો ફાયદો થાય છે કે એ ફાયદા સામે જોતાં આપણને એમ થાય કે 'મારા જરાક જેટલા ભલા કામનું આટલું બધું મોટું ઇનામ!'

ગરીબોની ખાતર આપણે જે કાંઈ કરીએ છીએ તે સીધી રીતે ઇશ્વરને પહોંચી જાય છે. આ વાતનો મને પ્રત્યક્ષ અનુભવ થયો છે.

આ ઔષધાલયનો અનેક ધનવાનોએ પણ લાભ લીધો છે. કેટલાક એવા સજ્જન પણ છે, કે જે દવા ૦-૧-૦ ફીમાં લેવા માગતા નથી. એવાઓની અનુકૂળતા માટે દવાની કિંમત પ્રમાણે વધુ ફી લેવાનો પણ રિવાજ રાખ્યો છે.

શાસ્ત્રીય પુસ્તકોનો અભ્યાસ તથા ગરીબ રોગીઓની સેવા કરીને મેં મારો અનુભવ વધાર્યો છે. તા. ૨૫-૬-૩૯ થી તા. ૩૦-૪-૪૦ સુધીમાં ૨૫૦૦ થી અધિક રોગીઓએ આ ઔષધાલયનો લાભ લીધો છે, એ વાત ઔષધાલયના રજીષ્ટરથી સ્પષ્ટ છે.

ચાલુ વર્ષથી તૈયાર દવાઓ વેચવાનું કામ પણ શરૂ કરવામાં આવ્યું છે. આથી ઔષધાલયના દર્દીઓને દવાઓ તાજી મળી શકે છે. દવાઓ વેચવામાં નફાનું પ્રમાણ ઘણુંજ ઓછું રાખવામાં આવ્યું છે. ઓછા નફે બહોળો વેપાર કરવો એજ એનો મૂળ હેતુ છે.

જો ફાર્મસી સારો નહીં કરે તો દવાખાનું તદ્દન ધર્માર્થ કરવા વિચાર છે. ઇશ્વર એ ઇચ્છા પણ થોડા વખતમાંજ પુરી કરશે એવી ઉમેદ છે. આ પુસ્તકમાં આપેલા પ્રયોગોની દવાઓ તૈયાર પણ અમારા ઔષધાલયમાંથી મળી શકશે. મૂલ્ય માટે પૂછપરછ કરવી. જે બાબતમાં સમજ ન પડે તે ટીકીટ બીડી પૂછાવવાથી સ્પષ્ટ ખુલાસો કરવામાં આવશે.

આ પુસ્તકના પ્રકાશનમાં અનેક સજ્જનોની અમૂલ્ય મદદ મળી છે. તેમાં શ્રી. રવિશંકર જટાશંકર ત્રિવેદી અને શ્રી. અંબાશંકર જી. ત્રિવેદીનો ખાસ ભાગ છે. તે ઉપરાંત આ પુસ્તક છપાવવામાં જે જે પુસ્તકોની મદદ લેવામાં આવી છે તેમના લેખકો અને પ્રકાશકોનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

છેલ્લે સર્વના પરમ સુહૃદ પરમાત્માના વાત્સલ્ય અને ઉપકારોને પુણ્યશાળી વાંચકો અધિકાધિક સમજે, અનુભવે અને આધિ, વ્યાધિ તથા ઉપાધિ માત્રથી સદાને માટે મુક્ત બની રહે એવી ભાવના-પૂર્વક હરિઃ ૐ તત્સત્.

**सर्वे भवन्तु सुखिनः सर्वे सन्तु निरामया: ।**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखभाग्भवेत् ॥**

હે ભગવાન ! સર્વ સુખી થાઓ, સર્વ (તન મનથી) નીરોગ થાઓ, સર્વ કલ્યાણનો સાક્ષાત્કાર કરો. દુઃખનો અંશ કોઈને પણ ન મળો.

**નોંધઃ**–હરિહર ઔષધાલયની કાર્ય પ્રવૃત્તિને લીધે ઉતાવળથી પુસ્તક લખવામાં તેમજ પ્રુફ સુધારવામાં ભૂલ થઈ હોય તો તે માટે **प्रमादो मानुषो भाव:** એ સૂત્ર ધ્યાનમાં લઈ વાંચકવર્ગ ક્ષમા કરશે એવી આશા રાખું છું.

**બાલાશિનોર,**
હરિહર ઔષધાલય.
તા. ૧–૭–૪૦.

**વૈદ્ય હરિલાલ ગોરધન પાઠક.**



શેઠશ્રી મોહનલાલ મગનલાલ દેસાઈ
બાલાસીનોર.

# કૃતજ્ઞતા.

આ પુસ્તક જલદી બહાર પાડવામાં ખરા દીલથી સહાય કરનાર શ્રીમાન શેઠ **શ્રી મોજીલાલ મગનલાલ દેસાઇ** ની તરફ કૃતજ્ઞતાની સાથે ધન્યવાદ આપ્યા સિવાય રહી શકાય તેમ નથી.

તેઓશ્રી સાહિત્ય અને જનસેવામાં બહુ સારો રસ ધરાવતા હોઇ પ્રભુ-ભક્ત પણ છે. પ્રભુ તેમની નિષ્કામ જનસેવાની વૃત્તિને વધુ ઉત્તેજિત કરે.

લી.

**વૈદ્ય હરિલાલ ગોરધન પાઠક.**

આયુર્વેદભિષક્.

**હરિહર ઔષધાલય-બાલાશિનોર.**

# કૃતજ્ઞતા.

જે મહાન આત્મા દ્વારા કંઈક જ્ઞાન પ્રાપ્ત કરી શકયો અને જનસેવાની પ્રેરણા પામી શકયો, તે પરમ પૂજ્ય ગુરુવર્ય **શ્રી. રતિલાલ ચુનીલાલ દિવાન B.A., S. T.C.D.** ના ચરણ કમળમાં આ તુચ્છ ભેટ સાદર સમર્પિત છે.

લિ. નમ્ર સેવક,

**વૈદ્ય હરિલાલ ગોરધન પાઠક.**

આયુર્વેદભિષક્.

**બાલાશિનોર.**



# બે બોલ.

---

લેખક :— દેસાઇ મોજીલાલ મગનલાલ.

બાલાસીનોર.

सर्वेषां पुरुषार्थाना मारोग्यं साधनं परम् ॥

શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ કરવા દરેક મનુષ્યે હંમેશાં તત્પર રહેવું જોઇએ, અને તે પ્રમાણે કરવાને શારીરિક તંદુરસ્તીની પણ ખાસ આવશ્યકતા છે. માટે શરીર તંદુરસ્ત રાખવું એ દરેક મનુષ્યની પહેલી ફરજ છે.

કહેવત છે કે

પહેલું સુખ તે જાતે નર્યા.

એ કહેવત પ્રમાણે પ્રથમ પોતાનું શરીર તંદુરસ્ત હોય તો, ઉપર લખેલા ચારે પુરૂષાર્થ સધાઇ શકે છે. જે વ્યાધિ જે દેશમાં ઉત્પન્ન થાય છે તે વ્યાધિ તેજ દેશમાં ઉત્પન્ન થયેલી વનસ્પતિની ઔષધીઓથી સ્વાભાવિક રીતે જલદી મટી શકે છે.

દેશી દવાઓનો ઉપયોગ કરવાથી દેશનું ધન, ધર્મ, અને શરીરની તંદુરસ્તી એ ત્રણેનું રક્ષણ થાય છે. આગળના જૂના જમાનામાં આટલાં બધાં દવાખાનાં નહોતાં અને દરેક મનુષ્યને પોતાની તંદુરસ્તી જાળવવાને ઘરગથ્થુ જ્ઞાન મળતું, અને કંઇ પણ વ્યાધિ થતો તો તેનો ઉપાય તુરત વનસ્પતિની ઔષધિથી કરવામાં આવતો અને જલદીથી આરામ થઇ જતો. હાલના જમાનામાં તે જ્ઞાનનો લોપ થયો છે અને તે જ્ઞાન તથા ઉપચારોનો પુનઃપ્રચાર કરવાના હેતુથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. સાદા અને સસ્તા પ્રયોગો સ્પષ્ટતાથી બતાવ્યા છે જેથી દરેક ગૃહસ્થે આ એક પુસ્તક પોતાના ઘરમાં રાખવાની આવશ્યકતા છે. તેથી પોતાના કુટુંબની તથા આડોશી પાડોશી, સગાંસ્નેહી વર્ગ વગરેની તંદુરસ્તી જાળવવામાં ઉપયોગી થઇ પડે.

## આ સિવાય

દરેક મનુષ્ય પોતાને કેમ સુખ થાય તે મેળવવા હંમેશાં પ્રયત્ન કરે છે. પરંતુ સુખ શાથી થાય અને તેને માટે કેવું વર્તન તથા કૃત્ય કરવું તેનો વિચાર કર્યા પછી, જો કર્મ કરે તો જરૂર સુખ સંપાદન કરે.

આંબા (કેરી) ખાવાની ઇચ્છાવાળાએ આંબાનું બીજ રોપવું જોઇએ. પરંતુ બાવળનું બીજ રોપીને આંબા ખાવાની ઇચ્છા કરે તેને આંબા કેવી રીતે મળે? જેથી સારાં કર્મ કરવાથી સુખ મળે છે. માટે દરેક કર્મ જે કરવું તે પરોપકાર વૃત્તિથી કરવું અને હૃદયમાં દયા, તથા દીનતા રાખી કરવું. કોઇને દુઃખ થાય તેવું કર્મ કરવું નહિ. તેમ અભિમાન, ક્રોધ, લોભ વગેરે દુર્ગુણોથી દૂર રહેવું. આવી વર્તણુકથી હંમેશાં સુખ થાય છે. વળી દરેક મનુષ્યે વિચાર કરવો જોઇએ કે, હું ક્યાંથી આવ્યો, શું કરવા

આવ્યો, શું કરી રહ્યો છું અને ક્યાં જવાનો છું. આ ચાર બાબતનો વિચાર કરે અને તે પ્રમાણે સદ્‌બુદ્ધિથી વર્તે તો આ મનુષ્યજન્મ મળ્યાનું સાર્થક થયું ગણાશે.

મનુષ્યજન્મ મળતા પહેલાં, આ જીવ ગર્ભવાસમાં મળ મૂત્રના ખાડામાં માતાના ઉદરમાં પડી રહેલો સહન ન થઇ શકે તેવી જઠરાગ્નિના દુઃખમાં ઉંધે મસ્તક લટકી **પરમાત્માની** સ્તુતિ નવ માસ સુધી કરી છેવટે કરગરવા લાગ્યો કે **હે પરમકૃપાળુ પરમાત્મા!** આ દુઃખમાંથી મને છોડાવો તો હું એક ક્ષણવાર પણ તમને ભૂલીશ નહિ અને અહરનિશ તમારૂં સ્મરણ કરીશ. એવી રીતે પ્રાર્થના કરી તેમને નહિ વિસરવાનો કોલ (વચન) આપી **પરમાત્માની** કૃપાથી તેને છૂટો કરવામાં આવ્યો, એટલે જન્મ આપ્યો.

આ દુનીઆમાં આવ્યા પછી જાણે ઈશ્વર સાથેનું ઓળખાણુજ નથી તથા કોલ (વચન)ની વિસ્મૃતી થઈ જવાથી માયાના મોહ-પાશમાં બાળપણ, યુવાની, વૃદ્ધાવસ્થા વગેરે, શરીર ધર્મ પ્રમાણે આખી જીંદગી લોભવૃત્તિમાં અને પુત્ર, સ્ત્રી, ધન, વીગેરેના માયાના પાશમાં બંધાઇ ઇશ્વરને ભૂલી તેનું કોઇ દિવસ સ્મરણ પણ કર્યું નહિ અને પાછો આ દેહ છોડીને, ફરીથી ગર્ભવાસનું જન્મ મરણનું સંકટ ચોરાસી લાખના ફેરાનું કાયમજ રહ્યું.

આ મનુષ્યજન્મ ધર્યાનું સાર્થક ક્યારે થાય કે સંસારમાં રહી **પરમાત્મા** સંબંધી જ્ઞાન મેળવવું કે જેને **બ્રહ્મજ્ઞાન (આત્મજ્ઞાન)** કહે છે. અને તે જ્ઞાન મેળવવા માટે ગુરૂ કરવાની જરૂર છે. અને તે રસ્તો દેખાડવાને માટે ગુરૂ સિવાય બીજો કોઈ ભોમીઓ નથી. દરેક શિક્ષણને માટે, જેવાં કે ઇંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, વગેરેનું જ્ઞાન મેળવવાને માટે તેવા તેવા ગુરૂઓની જરૂર છે તો આ તો આત્મજ્ઞાન (બ્રહ્મજ્ઞાન) મેળવવાને માટે પણ તેવા ગુરૂ જોઇએ

તેવા ગુરૂ કયાં મળે છે? જ્યાં સત્‌સંગ એટલે સત્‌ વસ્તુને ઓળખાવે તેવો સંગ-(સાથ) હોય ત્યાં, તેવા ગુરૂ મળી શકે છે. માટે દરેક મનુષ્યે પોતાના આત્માનું કલ્યાણ કરવા સારૂ સત્સંગ કરવાની જરૂર છે અને રોજ એક કલાક અથવા અડધો કલાક પણ તેવાઓનો સંગ થવાથી બુદ્ધિ નીર્મળ થઇ પરમાત્માના ઓળખાણનો રસ્તો જણાય છે. અને અંતે તે પરમાત્માના સ્વરૂપમાં મળી જઇ જન્મ મરણના ફેરામાંથી મુક્ત થાય છે અને તે સંપૂર્ણ સુખને પામે છે કે જેને ફરીથી ગર્ભવાસમાં આવવું પડતું નથી અને પરમપદને પામે છે.

મહાત્મા તુલસીદાસે કહ્યું છે કેઃ—

**એક ઘડી આધી ઘડી, આધીમે પુની આધ;**
**તુલસી સંગત સંતકી, કટે કોટી અપરાધ.**

માટે દરેક મનુષ્યે સતસંગ દ્વારા ભગવાનની ભક્તિ તથા તેનું સ્મરણ કીર્તન વગેરે હરહંમેશ કરતા રહેવું. જેથી જે સુખને આપણે ઇચ્છીએ છીએ તેવું સુખ મળે.

વળી મનુષ્ય દેહ ધરીને બની શકે તેટલો પરોપકાર પણ કરવો, કારણ કે દેહ છુટી ગયા પછી કંઈ વસ્તુ બની શકશે નહિ. જેથી આ પ્રસંગમાં જે કરવું હશે તે થઇ શકશે. અને તે મનુષ્ય-જન્મમાંજ થઇ શકે છે.

ઝાડ—પશુ વગેરે પણ પરોપકાર કરે છે. જેમ કે ઝાડ જંગલમાં તેની છાયામાં બેસનારને તાપથી તેમ વરસાદ અને તાઢથી બચાવે છે તથા તેને કોઇ પત્થર મારે તો તેને ફળ આપે છે. વળી સૂકાઈ ગયા પછી તેનું લાકડું પણ ઉપયોગમાં આવે છે.

પશુ—(ગાય–ભેંસ) વગેરે પ્રાણી પોતે ઘાસ ખાઇ આપણને દૂધ આપે છે. અને તેના મુઆ પછી તેનાં હાડકાં, ચામડાં પણ ઉપયોગમાં આવે છે.

તો—આપણે મનુષ્ય પ્રાણી જેને ઇશ્વરે સમજવાની શક્તિ આપી છે તથા સર્વ સાધન આપ્યાં છે તો જીવંત આપણાથી બની શકે તેટલો પરોપકાર કરવો, જેથી પરમાત્મા આપણા ઉપર પ્રસન્ન રહે ને અંતે તેના પરમપદની પ્રાપ્તિને પામીએ. પછીથી કંઇ થઇ શકશે નહિ, માટે પરમાત્માની ભક્તિ તથા ભજન સ્મરણ સ્તુતિ વગેરે દીનતાથી કરવી. કહેવત છે કેઃ—

પઢને કી હદ સમજ હે,
સમજણ કી હદ જ્ઞાન;
જ્ઞાન કી હરિ નામ હે,
એ સિદ્ધાંત ઉર આજ.

એ કહેવત પ્રમાણે ભણી ભણીને સમજણ લેવી. અને સમજીને જ્ઞાન મેળવવું. પછી જ્ઞાનથી (પ્રભુ ભજન) પરમાત્માનું સ્મરણ કરવું, જેથી આ આત્માનું તથા દેહનું કલ્યાણ થઇ અંતે પ્રભુપદની પ્રાપ્તિ થાય છે.

આ સંસારમાં રહી સંસારનાં સઘળાં લૌકિક કાર્ય કરવાં, પરંતુ તેમાં રચ્યાપચ્યા રહી મૂળ સ્વરૂપને ભૂલવું નહિ.

શ્રી ભગવાને ગીતાજીમાં પણ કહેલું છે કેઃ—

સંસારમાં સરસો રહે, મન મારી પાસ;
સંસારમાં લોપાય નહિ તે, જાણુ મારો દાસ.
અરજુન સુણો ગીતા સાર, પાંડવ માનજો નીરધાર.

માટે સંસારમાં રહી પરમાત્માનું સ્મરણ, ભક્તિ કરવી. એમ ભક્તિ કરતાં કરતાં પરમાત્માથી તન્મય થઇ જવાય અને એક પ્રભુ

સિવાય બીજું કંઈ દેખે નહિ ત્યારે તે મનુષ્ય (બ્રહ્મજ્ઞાની) થયો કહેવાય અને તેની સ્થિતિ પ્રભુમય બની જાય અને દેહનું સંધાન પણ રહે નહિ. જેમ કેઃ—

જીભે કૃષ્ણના નામનો જાપ જપે,
નયણો કૃષ્ણના દરસન કાજ તપે;
કાને કૃષ્ણ કથાનુંજ પાન કરે,
હૈયે કૃષ્ણ સ્વરૂપનું ધ્યાન ધરે.

## સાખી.

ખાતાં પીતાં શ્રી કૃષ્ણને, શ્રી કૃષ્ણ ઉઠતાં બેસતાં,
ભર ઉંઘમાં શ્રી કૃષ્ણ કહી કહી, ઝબકીને જાગી જતાં.
રોમે રોમે શ્રી કૃષ્ણનો ભાવ રહે,
કૃષ્ણ નામે નામે નાડીમાં રૂધીર વહે.
જીભે કૃષ્ણના નામનો જાપ જપે,
નયણો કૃષ્ણના દરશન કાજ તપે.

એવી તન્મયતા થાય ત્યારે જ મનુષ્ય જન્મ ધર્યાનું સાફલ્ય થયું અને તે જીવને ફરીથી ગર્ભવાસમાં આવવું પડતું નથી એટલે તેનો જન્મમરણનો ફેરો મટી જાય છે.



# અંત સમયે કરવાની પરમાત્માની સ્તુતિ.

[શ્રી વિદ્યાનંદજી મહારાજે રચેલી છે તે.]

ઇતના તું કરના સ્વામી, જબ પ્રાણ તનસે નીકલે;
ગોવીંદ નામ લેકર, ફીર પ્રાણ તનસે નીકલે—ઇતના.

શ્રી ગંગાજીકા તટ હો, યા જમુનાજીકા બટ હો;
મેરે સાંવરા નીકટ હો, જબ પ્રાણ તનસે નીકલે.
ગોવીંદ નામ લેકર, ફીર પ્રાણ તનસે નીકલે—ઇતના.

શ્રી વૃંદાવન કા સ્થલ હો, મેરે મુખમે તુલસી દલ હો;
વિષ્ણુ ચરણકા જલ હો, જબ પ્રાણ તનસે નીકલે.
ગોવીંદ નામ લે કર, ફીર પ્રાણ તનસે નીકલે—ઇતના.

સીર સોહના મુગટ હો, મુખડે પે કાળી લટ હો;
એહી ધ્યાન મેરે ઘટ હો, જબ પ્રાણ તનસે નીકલે.
ગોવીંદ નામ લેકર, ફીર પ્રાણ તનસે નીકલે—ઇતના.

સન્મુખ શ્યામ ખડા હો, બંસીકા સ્વર ભર્યા હો;
તીરછા ચરણ ધર્યા હો, જબ પ્રાણ તનસે નીકલે.
ગોવીંદ નામ લેકર, ફીર પ્રાણ તનસે નીકલે—ઇતના.

જબ કંઠ પ્રાણ આવે, કોઇ રોગ ના સતાવે;
યમ દરસન ના દીખાવે, જબ પ્રાણ તનસે નીકલે.
ગોવીંદ નામ લેકર, ફીર પ્રાણ તનસે નીકલે—ઇતના.

મેરા પ્રાણ નીકલે મુખસે, તેરા નામ નીકલે મુખસે;
બચ જાઉ ઘોર દુઃખસે, જબ પ્રાણ તનસે નીકલે.
ગોવીંદ નામ લેકર, ફીર પ્રાણ તનસે નીકલે—ઇતના.

ઉસ વખત જલદી આના, નહી શ્યામ ભુલ જાના;
બંસી કી ધૂન સુનાના, જબ પ્રાણ તનસે નીકલે.
ગોવીંદ નામ લેકર, ફીર પ્રાણ તનસે નીકલે—ઇતના.

વિદ્યાનંદકી એ અરજી, ખુદ ગરજ કી હે ગરજી,
આગે તુમારી મરજી, જબ પ્રાણ તનસે નીકલે;
ગોવીંદ નામ લેકર, ફીર પ્રાણ તનસે નીકલે.
ઇતના તુ કરના સ્વામી, જબ પ્રાણ તનસે નીકલે—ઇતના.

**દેસાઈ મોજીલાલ મગનલાલ**

ના જયશ્રી કૃષ્ણ.

ભૂલચૂક હોય તે સુધારી વાંચવા કૃપા કરશો.

ઉપર લખ્યા પ્રમાણે આત્મજ્ઞાન મેળવવા માટે પ્રથમ અંતરશુદ્ધિની જરૂર છે. એટલે આપણા અંતઃકરણને શુદ્ધ કરવું. (તેમાં રહેલા રાગ દ્વેષ રૂપી દુર્ગુણો કાઢી નાંખવા) અને સઘળાં પ્રાણીમાં પરમાત્માને જોવા. કારણ કે પરમાત્મા રૂપી જીવ દરેક પ્રાણીમાં છે અને તેજ આપણા દેહમાં પણ છે. જેમ આપણને કોઈ દુઃખ આપે તો આપણને કેવું થાય? તેવીજ રીતે બીજા પ્રાણીને પણ થાય. એવો વિચાર કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે અને કોઇને દુઃખ દેવા જતાં આપણા હૃદયમાંથી દયાનો ભાવ ઉત્પન્ન થઇ તેવું કૃત્ય કરતાં અટકી જવાય છે. અને એવી રીતે ધીરે ધીરે પરમાત્મા તરફ વળાય છે. દરરોજ એક અથવા અડધો કલાક

સવારના પહોરમાં શુદ્ધ ચિત્તે બીજી કોઇ પણ બાબતમાં મન રાખ્યા સિવાય પરમાત્માનું ધ્યાન ધરવાથી આનંદ પ્રાપ્ત થાય છે. એવી રીતે કેઃ—

અંતર વિષે દષ્ટિ કરી, જોજો જરા શાન્તિ ધરી;
વૃત્તિ બધી સંકેલીને, ઉતારજો ઉંડે જરી.
ત્યાં દીવ્ય લ્હેરી આવશે, આનંદની શોભા સજી;
ત્યાં પૂર્ણ પ્રેમ પ્રકાશશે, બ્રહ્માનંદની જ્યોતી થકી.

આ રીતે પૂર્ણ આનંદ અને સંપૂર્ણ સુખ જેમાં રહેલું છે. તેવા પરમાત્માનું હૃદયમાં દર્શન થશે. તે સિવાયનું સંસારનું બધું સુખ તે ચાર દિવસની ચાંદણી જેવું અને અંતે નાશવંત છે તથા તેનો છેવટે વિયોગ થવાનોજ છે.

અવિનાશી એક પરમાત્મા જે આ લોકમાં તથા પરલોકમાં પણ આપણી સાથેજ છે અને જેનો કદી નાશ થતો નથી તેને મેળવવા પ્રયત્ન કરવો. પરમાત્માએ દરેક મનુષ્યને તેના પૂર્વજન્મના કર્મ અનુસાર, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર એ પ્રકારે ચાર વર્ણમાં જન્મ આપેલો છે. તો તે પ્રમાણે પોતપોતાના વર્ણના ધર્મ પ્રમાણે દરેક મનુષ્યે પરમાત્મા પ્રીત્યર્થ કર્મ કરવાં, જેથી દરેક કર્મ શુદ્ધ અને સાત્વિક વૃત્તિથી થશે. અને તેનું બંધન નહિ થતાં પરમાત્માના સ્વરૂપને પમાશે, જેથી ફરીથી જન્મ મરણના ફેરામાં આવવું પડશે નહિ. માટે આવું જ્ઞાન મેળવવા હંમેશાં સત્સંગની જરૂર છે જેમ કેઃ—

કુવા ઉપરના કઠણ જે,
પાકા કાળા પહાણ;

## દોરડીએ છેદાય છે,
## એ લેવું એંધાણ.

દરરોજના એક દોરડાના ઘસારાથી પાકા, કાળા પત્થર ઘસાઇને તેમાં ખાડા પડે છે. તેવી રીતે રોજનો સત્સંગ મળવાથી આપણું હૃદય શુદ્ધ થાય છે અને માયાનું આવરણ દૂર થઈ ખરૂં સુખ જેમાં છે તે પરમાત્માનું દરશન થાય છે. માટે દરેક મનુષ્યે, સદગુરૂ ( સાચા ગુરૂ )ને ઓળખીને તેવાઓનો સંગ કરવો. જેથી હૃદય શુદ્ધ થાય અને આ નાશવંત સંસારમાંથી મોહ ઓછો થતો જાય. છેવટે પરમકૃપાળુ પરમાત્માના ચરણની પ્રાપ્તિ થાય. અસ્તુ.

આ અનુભવ મને મારા ત્રીસ વરસના સત્સંગના પ્રતાપે મુંબાઇમાં શ્રી નરનારાયણના મંદિરના સત્સંગ મંડળના ગુરૂ શ્રી **જાદવજી મહારાજના** શિષ્ય શ્રી **કળુભાઈના** સી. પી. ટેંક આગળ રહેવાના **સત્સંગ મંડળમાંથી** મળ્યો છે. તે આપ સમક્ષ પ્રકાશમાં મૂકું છું. તે લખવામાં મારી ભૂલચૂક થઇ હોય તો સુધારી વાંચશો. અસ્તુ.

લી૦

**દેસાઇ મોજીલાલ મગનલાલ**

ના જયશ્રીકૃષ્ણ.



# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ નં. |
| --- | --- |

## પરિભાષા પ્રકરણ.



## લોહ પ્રયોગ સંગ્રહ.

# પરિભાષા પ્રકરણ.



## ૧. સર્વસાધારણ અનુપાનો.

એક રોગનાં અનેક અનુપાન હોય, પરંતુ પ્રકૃતિ અને ઋતુને અનુકૂળ અનુપાનની યોજના કરવી. કેટલીક વખત એકલા અનુપાનનું સેવન કરવાથી અને પથ્યનું બરાબર પાલન કરવાથી પણ રોગ મટે છે.

૧. આદુનો રસ ૫ તોલા, દાડમનો રસ ૨૦ તોલા, સાકર ૨૫ તોલા, નો પાક તાર આવતા સુધી તૈયાર કરવો. આ પાક વધી ગયેલા પિત્ત અને કફના વિકારનો નાશ કરે છે.

૨. આદુનો રસ ૫ તોલા, દાડમનો રસ ૨૦ તોલા, બીજોરાનો રસ ૧૦ તોલા, અને લીંબુનો રસ ૧૦ તોલા, તથા સાકર ૬૦ તોલા લઇ ઉપર કહ્યા પ્રમાણે પાક તૈયાર કરવો.

આ પાક પાચક છે. પેટમાંનો વાયુ, અરુચિ, અને અગ્નિમાંદ્યને માટે ઉત્તમ ઉપયોગી છે. આ બન્ને જાતના પાકને મજબૂત બુચવાળી શીશીઓમાં રાખવામાં આવે તો બે વર્ષ સુધી સારા રહે છે.

## રોગોક્ત અનુપાન.

૩. **તાવને માટે**—(क) તુલસીની ચહા, (ख) મધ (ग) તુલસીનાં પાન અથવા રસ અને સાકર.

૪. **સન્નિપાત અને વિષમજ્વરને માટે**—(अ) આદુનો રસ, (ब) તુલસીનો રસ (क) સરગવાની છાલનો રસ, આ ત્રણેમાંથી એકનો રસ અને મધ અથવા (ड) આ ત્રણેનો એકત્ર રસ અને મધ.

**ટાઢીઆ તાવને માટે**—(क) ભાંગરાનો રસ, (ख) કાળાં મરીનો ઉકાળો.

**જીર્ણજ્વરે**—(अ) મધ, પીપર (ब) જીરૂ, ગોળ (क) જીરૂ, સાકર (ड) વર્ધમાનપિપલી (इ) સિતોપલાદિ ચૂર્ણ અને દૂધ (फ) ધારોષ્ણ અથવા ગરમ કરીને ઠંડુ કરેલું દૂધ, સાકર અને સુંઠનું ચૂર્ણ.

૭. **અતિસાર** (ઝાડા)—છાશમાં અથવા ચોખાના ધોવરામણમાં કડાનાં મૂળની છાલ પીસી તે ગાળી લઈ તેની સાથે દવા આપવી.

૮. **મરડો**—(अ) છાશ (ब) તાવ સાથે હોય તો મધ, (क) લોહી પડતું હોય તો (૧) કેરીનો રસ (૨) ઇસબગોળ હીમ.

૯. **સંગ્રહણી**—(क) છાશ (ख) દહીંનું નિતર્યું પાણી.

૧૦. **લોહી પડતા અર્શ**—(अ) માખણ, સાકર, નાગ કેશર (ब) ઘી, સાકર અને આમળાંનું ચૂર્ણ (क) આમળાંનો મુરબ્બો.

૧૧. **બાંભા અર્શ**—ઘી અને ત્રીફળા.

૧૨. **અજીર્ણ**—(क) ગરમ પાણી (ख) હીંગ અને સિંધવ સાથે છાશ અથવા લીંબુનો રસ (ग) ડુંગળી અને કુદીનાનો રસ.

૧૩. **ભસ્મક**—પાકાં કેળાં ૫ તોલા અને ઘી ૧ તોલો.

૧૪. **કૃમિ**—વાવડિંગ અને મધ.

**પાંડુરોગ**—(अ) ત્રિફળા અને મધ. (ब) ત્રિફળા અને સાકર (क) ગોમૂત્ર.

૧૬. **કમળો** (પીળીયો)—(૧) ત્રિફળા ને સાકર (૨) કુટકીનું ચૂર્ણ અને સાકર.

૧૭. **કફ છુટવાવાળી ખાંસી અને દમ**—

(अ) પાકું નાગરવેલનું પાન (ब) આદુનો રસ અને મધ (क) તુલસીનો રસ અને સાકર (ड) ચાતુર્જાતાવલેહ.

૧૮. **કફ ન છુટતો હોય તેવી ખાંસી**—(अ) અરડુસીનો રસ અને મધ અથવા સાકર (ब) કાળી દ્રાક્ષ, જેઠીમધ, બેહાંનાં છોડાં અને અરડુસીના પાનનો ઉકાળો. (ઉકાળો કેવી રીતે કરવો અને કેટલો લેવો તે માટે પાન-૭મે જુઓ) (क) દાડિમાવલેહ.

૧૯. **કુકરીઆ ખાંસી**—(क) પાકાં કેળાં (ख) માખણ, સાકર (ग) દાડિમાવલેહ (घ) આમળાંનો મુરબ્બો (च) દ્રાક્ષારિષ્ટ.

૨૦. **હેડકી**—(क) મોરનાં પીછાંની રાખ (ख) બોરના ઠળીયામાંનો મગજ અને મધ (ग) મમરાનું પાણી.

૨૧. **મૂર્છા અને ચક્કર**—(૧) ધમાસાનો ઉકાળો અને ઘી (૨) બ્રાહ્મીનો રસ (૩) દૂધ સાકર (૪) દાડમનો રસ અથવા દાડિમાવલેહ (૫) ગુલકંદ (૬) આંબળાંનો મુરબ્બો (૭) ઠંડુ પાણી. આમાંથી ગમે તે એક અથવા ઉકાળીને ઠંડુ કરેલું પાણી અને મધ ૫ તોલા.

૨૨. **મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત**—(अ) ચોખાનું ધોવરામણ (ब) ગોખરૂનો ઉકાળો (क) દૂધ, પાણી, કેસૂડાં, ધાણા-એમનો ઉકાળો અને સાકર.

૨૩. **બહુમૂત્ર**—(अ) પાકાં કેળાં (ब) જાંબુનો અવલેહ (क) જુનું મધ (ड) દૂધ (इ) ઘી.

૨૪. **પ્રમેહ**—(क) હળદર અને સાકર (ख) ત્રિફળા (ग) આંબળાં અને સાકર (घ) મધ અને સાકર.

૨૫. **સોજા**—(૧) પૂનર્નવાનું ચૂર્ણ અથવા ઉકાળો (સાટોડી-ઠીકરી) (૨) ગોમૂત્ર.

૨૬. **પેટશૂળ**—(अ) ધાતુક્ષીણતાથી થયેલું હોય તો ઘી અને (ब) અજીર્ણથી હોય તો ઘી અને હીંગ.

૨૭. **વાતરોગ**—આમવાત, અર્ધાંગવાયુ, લકવો, વગેરે વાયુના રોગોમાં—(क) ઘી (ख) ગરમ પાણી (ग) એરંડીયું (घ) તે રોગને અનુકૂળ ઉકાળો વગેરે.

૨૮. **દાહ**—(अ) દાડિમાવલેહ (ब) આંબળાંનો મુરબ્બો (क) લીંબુનું શરબત (ग) ઓદુમ્બરાવલેહ.

૨૯. **સ્રીરોગ**—પ્રદર (૧) ચોખાનું ધોવરામણ (૨) જીરૂ, સાકર, ડુંગળીનો રસ (૩) આંબળાંનો મુરબ્બો (૪) દાડિમાવલેહ (૫) ગુલકંદ (૬) દારૂ હળદર, અરડુસી, અને ગળોનો ઉકાળો. આમાંથી પ્રકૃતિ અને ઋતુ પ્રમાણે કોઈપણ એક.

૩૦. **ધાતુવિકાર**—(अ) કુંવારપાઠાનો રસ ૧ તોલો (ब) મધ ૦ાા તોલો અથવા સાકર ૦ાા તોલો.

૩૧. **પૌષ્ટિક અને વાજીકરણ અનુપાન**—(अ) ઘી અને મધ (ब) સાકર (क) ઉકાળેલું દૂધ મસાલા સાથે (ड) પાન વગેરે.

## અનુપાન કેવી રીતે તૈયાર કરવું તથા કેટલું લેવું ?

૧. **ગોમૂત્ર**—(ગાયનું મૂત્ર) દૂધ, ગરમ પાણી, ઠંડુ પાણી, ચોખાનું ધોવરામણ, ગાય અથવા બકરીના દૂધની છાશ. આમાંથી કોઇપણ એક ચીજ ૫ થી ૮ તોલા સુધી લેવી.

**સૂચના**—(૧) જીર્ણજ્વર, અગ્નિમાંદ્ય હોય તો ગાયનું દૂધ લેવું.

(૨) સંગ્રહણી, ઝાડા અને ક્ષય હોય તો, તેમજ બાળકો માટે બકરીનું દૂધ લેવું.

(૩) અગ્નિમાંદ્ય ન હોય તો ભેંસનું દૂધ લેવું.

(૪) છાશ—દૂધ સારી રીતે ગરમ કરીને માટલીમાં જમાવી બીજે દિવસે તેમાં ચોથા ભાગનું પાણી મેળવી વલોવી માખણ કાઢી લીધેલી વાપરવી.

અનુપાન માટે દાડમનો રસ લેવો હોય તો બે તોલા લેવો તથા માખણ, આંબળાંનો મુરબ્બો, ગુલકંદ, લીંબુનો રસ, કુદીનાનો રસ, ડુંગળીનો રસ, એ લેવાં હોય તો એક તોલો લેવાં. ગોળ એકથી ત્રણ વર્ષનો જુનો ઉત્તમ.

(૨) ઘી—સઘળા વિકારોમાં ગાયનું અને કુષ્ઠ વિકાર હોય તો ભેંસનું લેવું. પ્રમાણ-૦॥ તોલો. તાજું મળે તો બહુજ ઉત્તમ.

(૩) મધ—જેટલું જુનું તેટલું ઉત્તમ. જેટલું જુનું હશે તેટલું વધારે સૌમ્ય અને વધુ ગુણકારી.

(૪) સ્વરસ—ઓષધિ કૃતિ-વિધિમાં જુઓ. વધુ હકીકત સૂચના પ્રકરણમાંથી જોઈ લેવી.

## ૨. ઔષધસેવન કાળ.

ચોમાસાની ઋતુ અને તેમાંએ ખુબ ઠંડી હોય તે સમય ઉત્તમ. વર્ષાઋતુમાં વરસાદ પડી રહ્યો હોય અથવા ઠંડક હોય તે મધ્યમ. ગરમીનો સમય દવા લેવા માટે કનિષ્ઠ છે.

આકાશ વાદળાંથી છવાએલું હોય, ગરમ વાયુ વાતો હોય, પસીનાની ધારાઓ વહી રહી હોય એવા સમયમાં દવા લેવાની મનાઇ છે.

**મુખ્ય સમય**-સવારે સૂર્યોદયની સાથે અને સાંજે સૂર્યાસ્ત થતાંજ.

પિશાબની ઉષ્ણુતા અને અગન બળતી હોય ત્યારે તેમજ પિત્તવિકૃતિ વાળાએ બપોરે એક વાગે દવા લેવી. દસ્ત સાફ લાવવા માટે રાત્રે સૂતી વખતે દવા લેવી.

આ સિવાય શૂળ, અજીર્ણ, દાહ, શ્વાસ, હેડકી, ઉલટી, મૂર્છા, અપસ્માર અને ઝાડા એવા રોગોમાં જરૂરી વખતે દવા લેવાની છૂટ છે.

કાઢો, અંગરસ, ચૂર્ણ વગેરે પ્રાતઃકાળે, અરુચિ અને અગ્નિમાંદ્ય હોય તો ભોજન સાથે; સ્વરભંગને માટે રાત્રે ભોજન સાથે; ધાતુપુષ્ટિને માટે પ્રાતઃકાળે અને સાંજના ભોજન પછી દવા આપવી. કાનમાં તેલ વગેરે નાખવું હોય તો રાત્રે સૂતી વખતે નાખવું.

## ૩. ઔષધિ-કૃતિ વિધિ.

૧. **હિમ બનાવવાની વિધિ**—૪ તોલા ઔષધ લાવી કુટી ચીનાઈ માટીના, કાચના અથવા માટીના રીઢા વાસણમાં ૨૪ તોલા પાણી નાખી, તેમાં ઔષધ મેળવી, રાત્રે પલાળી રાખવું, અને સવારમાં ગાળી લેવું. એને હિમ અને શીતકષાય કહે છે. તેનું પીવાનું માપ ઉકાળા જેવું છે.

૨. **ક્વાથ (કાઢો) બનાવવાની વિધિ**—સાધારણ રીતે બેથી ચાર તોલા ઔષધિનો સોળઘણા પાણીમાં

ઉકાળો બનાવવામાં આવે છે. ઉકાળો કરવાની વસ્તુઓ સૂકી હોય તો અધકચરી ખાંડી રાત્રે પાણીમાં પલાળી રાખવી. સવારે મંદાગ્નિથી ઉકાળવી. જ્યારે નાખેલા પાણીથી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. કવાથ રોજ નવો બનાવવો જોઈએ, કારણ કે તે વધુ વખત રહેવાથી બગડી જાય છે. પરંતુ જો તેમાં રેકટીફાઇડ સ્પિરિટ અને મધ મેળવી લેવામાં આવે તો અનેક માસ સુધી ગુણકારી રહી શકે છે.

૩. **ફાંટ બનાવવાની વિધિ**—ઔષધનું બારીક ચૂર્ણ ગરમ પાણીમાં બે કલાક સુધી કાચના અથવા માટીના વાસણમાં પલાળી રાખી તે પાણી ગાળીને ઉપયોગમાં લેવું. અથવા ઠંડા પાણીમાં બાર કલાક ઔષધિ ચૂર્ણને પડી રહેવા દેવાથી ફાંટ તૈયાર થયું ગણાય છે. ફાંટની માત્રા ૪ તોલા છે. ફાંટ જલદી લાભ બતાવે છે.

૪. **રસ ક્રિયા–ઘન.** કોઈ પણ વસ્તુના ચૂર્ણનો ૧૬ ગણા પાણીમાં કવાથ કરી આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળી લઇને ફરી તે પાણીને ઉકાળી માવા જેવો ઘાટો પદાર્થ તૈયાર થાય તે રસક્રિયા અથવા ઘન કહેવાય છે. દારૂહળદર, ગળો, રેવંચીની, જેઠીમધ વગેરે અનેક વસ્તુમાંથી ઘન બનાવી શકાય છે.

૫. **ક્ષાર બનાવવાની વિધિ**—જે વનસ્પતિનો ક્ષાર બનાવવો હોય તે વનસ્પતિનાં પંચાંગને એક મોટા વાસણમાં અથવા ગજપુટ જેવા સાફ ખાડામાં બાળી ભસ્મ કરવી. પછી તે ભસ્મને ૬૪ ગણા પાણીમાં મેળવી

દેવી. થોડા કલાક પછી પાણીમાં ક્ષાર મળી જશે તથા રાખનો ભાગ નીચે બેસી જશે. પછી ઉપરથી સાફ નીતરેલું પાણી બીજા વાસણમાં લઇ ઉકાળવાથી ક્ષાર તૈયાર થાય છે.

**સૂચના**—ખાડામાં બાળવાથી રાખ વધુ હાથમાં આવે છે. જમીન ઉપર બાળવાથી રાખ પવનથી બહુ ઉડી જાય છે. માત્ર સફેદ રાખનોજ ક્ષાર બનાવવામાં ઉપયોગ કરવો.

કોઇપણ ક્ષાર વધુ દિવસ સેવન કરવાથી વીર્ય અને હાડકાંના સાંધાને નુકશાન પહોંચે છે.

૬. **કલ્ક વિધિ**—લીલાં ઓષધ લાવી ચટણી જેવાં ઝીણાં વાટવાં અને સૂકાં હોય તો પાણી નાખી વાટવાં. કલ્ક આપવાનું માપ ૧૦ માસા છે.

૭. **અવલેહ (ચાટણ) બનાવવાની વિધિ**—જે મુખ્ય વસ્તુનો અવલેહ કરવાનો હોય તેનો સ્વરસ લેવો; અથવા કવાથ કરી ગાળી ફરીથી તે પાણીને ધીમા તાપ ઉપર જાડું થવા દેવું. તેમાં મધ, ગોળ, અથવા સાકર તેમજ ઘી અને તેલ પણ મેળવવામાં આવે છે. અવલેહ તૈયાર થયો કે નહિ તે જાણવા માટે તેને પાણીથી ભરેલા પ્યાલામાં નાખવાથી ડૂબીને તળીએ બેસે તો બરાબર થયો જાણવો.

૮. **લોબાનનું તેલ કાઢવાની વિધિ**—સફેદ લોબાન અને સફેદ રાળ સમભાગ મેળવી એક બાટલીમાં

ભરી લેવાં. બાટલીના મોઢા ઉપર લોખંડના તારનું ગુંચળું લગાવી પાતાલ યંત્રથી તેલ કાઢી લેવું. આ તેલનો ઉપયોગ કપાળ પર લગાવવામાં અને નપુંસકતા દૂર કરવા માટે ઈંદ્રિ ઉપર માલીશ કરવાના કામમાં વપરાય છે.

**૯. મીણનું તેલ કાઢવાની વિધિ**—૪૦ તોલા મીણ, ૦ા તોલો સોમલ અને ૨૦ તોલા નવસાર મેળવી એક હાંડલીમાં ભરી આકાશ પાતન યંત્રથી તેલ કાઢી લેવું થોડા પ્રમાણમાં તેલ કાઢવું હોય તો પાતાલ યંત્રથી કાઢી લેવું (શીશી વાળુ પાતાલયંત્ર)(રસતંત્ર)

**૧૦. ફુદીનાનાં ફૂલ બનાવવાની વિધિ**--લીલા ફુદીનાનો સ્વરસ ૫ તોલા, કલમી શોરો, નવસાર અને કપુર એક એક તોલો લેવાં. સઘળાંને મેળવી નાના માટીનાં શરાવલાંનું ડમરૂ યંત્ર બનાવી પેક કરવું. પછી ચૂલા ઉપર મૂકી નીચે મોટા દીવા જેવી પાતળી અગ્નિની આંચ ૩ કલાક સુધી આપવાથી ફૂલ ઉપર લાગી જાય છે. વારંવાર ભીનું કપડું ઉપર બદલતા રહેવું. આજ રીતે અજમાનાં અને મૂળાના સ્વરસનાં ફૂલ પણ ઉડાવી શકાય છે. (રસતંત્ર)

માત્રા—૧ રતી થી ૩ રતી દિવસમાં બે થી ત્રણ વખત.

ઉપયોગ—ઉલટી, અરૂચિ, ઝાડા, મૂત્રવિકાર, યકૃત-દોષ એ સર્વ દૂર કરવામાં ઉપયોગી.

## ૪. પુટ અને યંત્ર વિધિ.

૧. **ગજપુટ**—એક ગજ પહોળો અને એક ગજ ઉંડો (લગભગ ૨૭ ઇંચ) ખાડો કરીને તેમાં છાણાં ભરી વચમાં ઔષધિના સંપુટને રાખી અગ્નિ આપવાથી ગજપુટ અગ્નિ કહેવાય છે.

ગજપુટને માટે ૨ાા હાથનો ગોળ ખાડો બનાવરાવી પાકી ઇંટોથી ચણાવી લેવાથી ૨૭ ઇંચ લગભગનો ખાડો તૈયાર થઇ જશે. ખાડાની ગોળાઈ નીચેના ભાગ કરતાં ઉપરના ભાગમાં ૩-૪ ઇંચ ઓછી રાખવી. આવી રીતનો ખાડો તૈયાર કરવાથી અગ્નિ પ્રમાણસર લાગે છે. ખાડો ઇંટોથી નહિ ચણાવવાથી ઘણો ખરો તાપ જમીનમાં ચાલ્યો જાય છે. સંપુટના ઉપર છાણાંના એક બે થર આવે એવી રીતે સંપુટ રાખવું. સંપુટ સ્વાંગ શીતલ (તદ્દન ઠંડુ) થયા બાદજ ખાડામાંથી બહાર કાઢવું જોઈએ.

૨. **વરાહપુટ**—ઉપર પ્રમાણેજ એક હાથનો ખાડો (૧૮ ઇંચ) તૈયાર કરાવી તેમાં અગ્નિ આપવાથી વરાહપુટ કહેવાય છે.

૩. **કુક્કુટપુટ**—૯ ઇંચનો ખાડો ઉપર કહેલી વિધિથી બનાવરાવી તેમાં અગ્નિ આપવાથી કુક્કુટપુટ કહેવાય છે.

૪. **સરાવ સંપુટ**—બે માટીનાં શકોરાં સરખા માપવાળાં લઈ, તેમાં દવા રાખી, સાંધા ઉપર અથવા ચારે તરફ ચીકણી માટીમાં કપડું પલાળીને લપેટી દેવું.

બાદ ઉપર થોડી થોડી માટી લગાવી સુકાવી લેવું. આ ક્રિયાને સરાવ સંપુટ કહે છે.

૫. **ડમરૂયંત્ર**—નીચેનું માટલું નાનું અને ઉપરનું એનાથી કંઈક મોટું એવાં બે માટલાં સરખા મોઢાવાળાં લાવી તેની અંદર અને બહાર ખડીનો અથવા ચુનાનો સારો લેપ કરી સુકવી નાખવો. પછી નાના માટલામાં લિંબુના રસમાં ખરલ કરેલ હિંગળોક રાખી તેના ઉપર મોટી માટલી ઉંધી વાળવી. (બન્નેનાં મોઢાં પત્થર ઉપર ઘસી સરખાં કરી લેવાં.) બાદ બન્ને માટલીઓનાં મોઢાંના સાંધાને ચુનો ૧ ભાગ અને ઘઉંની કણક બે ભાગ લઈ પાણીથી એકત્ર કાલવી તે વડે ચોકસાઇથી બંધ કરવાં. આને ડમરૂ યંત્ર કહે છે.

૬. **પાતાળ યંત્ર**—એક હાથ લાંબો, પહોળો અને ઉંડો ખાડો ખોદી તે ખાડામાં એક વાસણ ગોઠવવું; અને એક બીજા વાસણમાં જોઇએ તે દવાઓ નાખી તેના મોં ઉપર સોયો જઈ શકે તેવડું છિદ્ર પાડેલું ઢાંકણું મજબૂત બેસાડી સાંધો કપડમાટીથી બંધ કરવો, અને પછી સૂકાયા પછી તે વાસણને નીચેના હાંડલા ઉપર ઉંધું વાળી બંને વાસણો વચ્ચેનો સાંધો ચુના તથા લોટ વડે મજબૂત બંધ કરવો. પછી ઉપરના માટલાના ગળા સુધી પહોંચે તેટલે ઉંચે સુધી તે બંને વાસણોની આસપાસ માટી ભરવી, અને માટલા તથા ઉપલા વાસણની પીઠ ઉપર અગ્નિ કરવો. એટલે તેમાંનાં ઓષધોનું તેલ નીકળી ઢાંકણામાંના છિદ્ર વાટે નીચેના વાસણમાં આવી પડશે.

આ યંત્રને પાતાળયંત્ર કહે છે. (આનાથી ધૂપેલ વગેરે તેલ તૈયાર થાય છે.)

બીજી રીત—ચૂલા ઉપર એક માટીની મોટી ઠીબ રાખવી. ઠીબમાં બરાબર વચ્ચે એક એવું કાણું કરવું કે જેથી શીશીનું મોં બરાબર તેમાં થઇને પાર જઈ શકે. પછી કપડમાટી કરેલી શીશીમાં દવા નાખી શીશીના મોઢા ઉપર લોઢાના તારની ગોળી અથવા ચાળણીનો ટૂકડો ફસાવી દેવો, જેથી દવા નીકળી ન જાય અને તેલ ટપકતું રહે આવી રીતે શીશી તૈયાર કરી ઠીકરામાં ઉંધી રાખવી. શીશીના મોઢાની આસપાસ થોડી માટી લગાડી ચારે બાજુ બબ્બે આંગળ રેતી પાથરવી. બાદ ઠીકરામાં ખાલી રહેલી જગ્યામાં છાણું અથવા કોલસાનો અગ્નિ આપવો. નીચે ચૂલામાં એક વાડકી રાખવી, જેથી તેલ તેમાં ટપકીને ભેગું થાય. આશરે એક કલાક પછી તેલ ટપકવું શરૂ થાય છે. જ્યાં સુધી તેલ ટપકતું રહે ત્યાં સુધી અગ્નિ આપવો.

વધારે કિંમતી અથવા ઝેરી વસ્તુઓનું તેલ આવા યંત્રથી કાઢવામાં અનુકૂળતા વિશેષ રહે છે.

૭. **ભૂધરયંત્ર**—સવા હાથ ચારે ખૂણે સરખો ખાડો કરી તેની વચ્ચે એક વેંતની ચારે ખૂણે સરખી એવી નાની ખાડી કરી, તેમાં દવાઓ નાખેલું સંપુટ અથવા મૂસ મૂકીને બે અથવા ત્રણ આંગળ માટી અથવા રેતી તે ઉપર પાથરી બાકીના ભાગમાં છાણાં નાખી અગ્નિ આપવો. આને ભૂધરયંત્ર કહે છે.

# ૫. ઔષધિઓનાં તોલ-માપ

## અ (માગધ પરિભાષા)

| | | |
|---|---|---|
| ૩ રાઈ | = | ૧ સરસવ |
| ૮ સરસવ | = | ૧ જવ |
| ૪ જવ | = | ૧ ગુંજા (રતી) |
| ૬ રતી | = | ૧ માસો |
| ૪ માસા | = | ૧ શાણ, ધરણ ટાંક (ચાલુ સમયના ૩ માસા) |
| ૨ ટાંક | = | ૧ કોલ (૬ માસા) |
| ૨ કોલ | = | ૧ કર્ષ, પિચુ, (૧ તોલો) |
| ૨ કર્ષ | = | અર્ધોપલ, સુક્તિ (૨ તોલા) |
| ૪ કર્ષ | = | ૧ પલ, મુષ્ટિ, ષોડશી (૪ તોલા) |
| ૨ પલ | = | ૧ પ્રસ્ટતિ (૮ તોલા) |
| ૨ પ્રસ્ટતિ | = | ૧ કુડવ (૧૬ તોલા) |
| ૨ કુડવ | = | ૧ માનિકા, શરાવ, (૩૨ તોલા) |
| ૨ માનિકા | = | ૧ પ્રસ્થ, શેર, (૬૪ તોલા) |
| ૪ પ્રસ્થ | = | ૧ આઢક, પાત્ર, ભાજન (૨૫૬ તોલા) |
| ૪ આઢક | = | ૧ દ્રોણ, કલશ (૧૦૨૪ તોલા) |
| ૪ દ્રોણ | = | ૧ દ્રોણી (૪૦૯૬ તોલા) |
| ૧૦૦ પલ | = | ૧ તુલા (ચાલુ સમયના ૫ શેર ૪૦૦ તોલા) |
| ૨૦૦૦ પલ | = | ૧ ભાર (૧૦૦ શેર, ૮૦૦૦ તોલા) |

## ख (કલિંગ પરિભાષા)

| | | | |
|---|---|---|---|
| ૧૨ | સરસવ | = | ૧ જવ |
| ૨ | જવ | = | ૧ રતી |
| ૩ | રતી | = | ૧ વાલ |
| ૮ | રતી | = | ૧ માસા |
| ૪ | માસા | = | ૧ શાણુ, ટાંક |
| ૬ | માસા | = | ૧ ગદિયાણો |
| ૧૦ | માસા | = | ૧ કર્ષ |
| ૪ | કર્ષ | = | ૧ પલ |
| ૪ | પલ | = | ૧ કુડવ |

માગધ પરિભાષા ઔષધિ બનાવવામાં ઉપયોગી છે અને કલિંગ પરિમાણ ઔષધિ સેવન કરવામાં ઉપયોગી છે.

## क (ચાલુ સમયનાં તોલ માપ)

શાસ્ત્રમાં ૬૪ તોલાનો શેર જોવામાં આવે છે. પરંતુ ચાલુ સમયમાં ૮૦ તોલાનો શેર પ્રચલિત હોવાથી અમો પણ તેજ વાપરીએ છીએ. ચાલુ સમયમાં ૧૨ માસાનો એક તોલો ગણવાનો રિવાજ છે. ૮ રતીનો એક માસો ચાલુ સમયમાં ગણાય છે.

## ङ (વિલાયતી સૂકી દવાઓનું વજન)

| | | | |
|---|---|---|---|
| ૧ | ગ્રેન | = | ૧ ઘઉં બરાબર (આશરે ૦॥ રતી) |
| ૬૦ | ગ્રેન | = | ૧ ડ્રામ (૫ આનીભાર, ૩॥ માસા) |
| ૮ | ડ્રામ | = | ૧ ઔંસ (આશરે ૨॥ તોલા) |

| | | |
|---|---|---|
| ૧૬ ઓંસ | = | ૧ પોંડ (૧ રતલ) |
| ૨૦ ઓંસ | = | ૧ પાઈન્ટ (૫૦ તોલા આશરે) |

## ૬ (પ્રવાહી ઔષધિઓનું વિલાયતી માપ)

| | | |
|---|---|---|
| ૧ મિનિમ | = | ૧ ટીપું (૦॥ રતી આશરે) |
| ૬૦ ટીપાં | = | ૧ ડ્રામ (આશરે ૩॥ માસા) |
| ૮ ડ્રામ | = | ૧ ઓંસ (૨॥ તોલા આશરે) |
| ૨૦ ઓંસ | = | ૧ પાઈન્ટ (૫૦ તોલા આશરે) |
| ૮ પાઈન્ટ | = | ૧ ગેલન (૪॥ શેર આશરે ૩૮૦ તોલા) |

| | | |
|---|---|---|
| ટીસ્પૂન ફુલ | = | ૧ ડ્રામ (૩॥ માસા) |
| ડેઝર્ટ સ્પૂન ફુલ | = | ૨ ડ્રામ (૭॥ માસા) |
| ટેબલ સ્પૂન ફુલ | = | ૪ ડ્રામ (૧। તોલો) |
| વાઈન ગ્લાસ ફુલ | = | ૨ ઓંસ (૫ તોલા) |
| ટીકપ ફુલ | = | ૫ ઓંસ (૧૨॥ તોલા આશરે) |
| બ્રેકફાસ્ટ કપ ફુલ | = | ૮ ઓંસ (૨૦ તોલા) |
| ટમ્બલર ફુલ | = | ૧૨ ઓંસ (૩૦ તોલા) |

---

# શોધન પ્રકરણ.

---

## ઔષધિ શોધનવિધિ.

ધાતુ અને ઉપધાતુઓનું શોધન કરવાથી તે, બીજાં દ્રવ્યોના મિશ્રણ રૂપ દોષથી મુક્ત થાય છે. તે ઉપરાંત તેની ભસ્મ થોડા પરિશ્રમથી તૈયાર થાય છે.

વિષ અને ઉપવિષનું શોધન વિધાન મનુષ્ય પ્રકૃતિને પ્રતિકૂળ ઉગ્રતા અથવા મારકતાને દૂર કરવાના હેતુથી કરવામાં આવે છે. વિષનો સ્વભાવ છે કે પરિપકવ થયા વિના રસરક્તાદિ ધાતુઓમાં ફેલાઈ જવું. આ સ્વભાવ શુદ્ધ કરેલાં વિષોમાં ઓછો થઇ જાય છે, જેથી વિષની ઉગ્રતા માનવ પ્રકૃતિને નુકસાન પહોંચાડી શકતી નથી.

ટંકણખાર અને ફટકડી જો ફુલાવ્યા સિવાય ઉપયોગમાં લેવામા આવે તો તે પિત્તોત્પત્તિ બંધ કરે છે અને તેથી પાચનક્રિયાના કામમાં હરકત થાય છે. આ દોષ દૂર કરવા માટેજ ટંકણખાર અને ફટકડી ફુલાવીનેજ વાપરવાં જોઈએ. આવીજ રીતે કાચી હીંગ ઉગ્ર હોવાથી ગળામાં નુકસાન પહોંચાડે છે. તેથી શાસ્ત્રકારોએ હીંગ શેકીને વાપરવાનું લખ્યું છે.

અહિં ટુંકામાં ચાલુ વપરાતાં વિષ તથા કેટલાંક દ્રવ્યોનું શોધન આપ્યું છે. ધાતુઓના શોધન વિષે આગળ 'લોહ' સંબંધી લખાણમાં હકીકત આવી જાય છે. તેથી અહીં ધાતુઓનું શોધન આપ્યું નથી.

૧. **નવસારનું શોધન**—નવસારનું બારીક ચૂર્ણ કરી પાણીમાં મેળવી દેવું. પછી કપડાથી પીત્તળની કઢાઇમાં ગાળી લઈ મંદાગ્નિથી સર્વ પાણી બાળી નાખવું. આથી શુદ્ધ નવસાર બાકી રહે છે.

સૂચના–જો લોખંડની કઢાઈમાં નવસારવાળું પાણી ઉકાળવામાં આવશે તો લોહનો રંગ નવસારમાં મળવાથી નવસાર દૂષિત થઇ જશે.

૨. **મોરથુથાનું શોધન**—મોરથુથાને મોટા લીંબુના રસમાં ખરલ કરી, લઘુપુટ આપી ત્રણ દિવસ સુધી દહીંના પાણીની ભાવના આપવાથી શુદ્ધ થઈ ઔષધિમાં વાપરવા લાયક બને છે.

૩. **સોમલ શોધન**—સફેદ સોમલને ૧૬ ગણા દૂધમાં દોલાયંત્રથી ઉકાળી સાફ પાણીથી ધોઈ લેવાથી શુદ્ધ થાય છે. ( દૂધ બાકી રહે તે જમીનમાં ખાડો કરી દાટી દેવું અથવા તેનું ઘી કાઢી લઈ વાના રોગોમાં માલિશ કરવામાં વાપરવું. )

૪. **હિંગળોક શોધન**—પહેલાં બાર કલાક સુધી લીંબુના રસમાં ખરલ કરવો. લીંબુનો રસ તદ્દન સુકાઇ ગયા પછી ઘેટીના દૂધમાં અથવા ભેંસના દૂધમાં બાર કલાક સુધી ખરલ કરી સુકાવી લેવાથી શુદ્ધ થાય છે.

૫. ગંધક શોધન—પ્રથમ આમળસારો ગંધક અને ઘી સમભાગ લઈ લોખંડની કઢાઈમાં ગરમ કરવાં. રસ થઈ જાય એટલે તરતજ ઉતારી ચારગણા દૂધમાં નાખી દેવો. દૂધમાં નાખતી વખતે દૂધના વાસણ ઉપર એક ઝીણું કપડું બાંધવું અથવા બેજણે કપડું પકડી રાખી તેમાં ઘીમાં પીગળેલો ગંધક નાખવો. સર્વ ગળીને નીચે દૂધમાં પડશે. દૂધના અભાવમાં છાશ અથવા ત્રિફળાનો ઉકાળો (અષ્ટમાંશ) લઈ શકાય છે એકાદ કલાક બાદ જયારે ગંધક તળીએ ઠરી જાય ત્યારે સંભાળપૂર્વક ઉપરથી ઘી અને દૂધ નીતારી લેવાં. ખાસ ગુણ મેળવવા માટે આ પ્રમાણે સાત વખત શોધન કરવું જોઇએ. દરેક વખતે દૂધ વગેરે નવું લેવું. બાદ ગંધકને કાઢી લઈ નાના નાના ટુકડા કરી ગરમ પાણીથી ધોઇ તાપમાં સુકવી લેવાથી ગંધક શુદ્ધ થએલો મનાય છે.

ઘી અને દૂધ નીતારી લીધાં હોય તેમાંથી ઘી સંભાળપૂર્વક કાઢી લેવું. (ચુલા પર ચઢાવી દૂધ બળી જવા દેવું.) ગાળી લઈ ભરી રાખવું. આ ઘી ખસ વગેરેમાં માલિશ કરવાના ઉપયોગમાં લઇ શકાય છે.

સૂચના—ગંધકનો રસ થઈ ગયા પછી કઢાઇ વધુ વખત ચુલા ઉપર રહેશે તો ગંધક લાલ થઇને બગડી જશે. રસ થતાંની સાથેજ કઢાઈ ઉતારી લેવી જોઇએ.

શુદ્ધ ગંધક અનેક રોગોમાં અને રસોમાં વપરાય છે. ખાવાનાં ઉપયોગમાં લેવો હોય ત્યારે અવશ્ય સાત વખત શુદ્ધ કરવો.

૬. **રસકપુર શોધન વિધિ**—રસકપુર દોલાયંત્રથી ૧૨ કલાક સુધી ૧૬ ગણા ઘીમાં મન્દાગ્નિ ઉપર ઉકાળી લેવાથી શુદ્ધ થાય છે.

૭. **ગેરૂ શોધન**—ગેરૂને ગાયના ઘીમાં શેકી લેવાથી ખાવાની ઔષધિમાં વાપરવા લાયક બને છે.

૮. **મુર્દાસંગ (मृद्दार शृंङ्ग) શોધન**—બિજોરૂ અને આદુના રસની ૩–૩ ભાવના આપવાથી મુર્દાસંગ શુદ્ધ થાય છે.

૯. **ફટકડી અને ટંકણખારનું શોધન**—લોખંડની કઢાઈમાં નાખી ફુલાવી લેવાથી વાપરવા યોગ્ય બને છે.

૧૦. **નેપાળાનું શોધન**—પ્રથમ નેપાળાની મીંજેને ૨૪ કલાક પાણીમાં પલાળી રાખવી. બાદ ઉપરનાં છોડાં કાઢી નાખી મીંજે કાઢી લેવી. છોડા કાઢતી વખતે આંખે હાથ લગાડવો નહિ. ભૂલથી કદાચ હાથ લાગી જાય તો ઘી લગાવી લેવું. બાદ ૧૬ ગણા દૂધમાં દોલાયંત્રથી ઉકાળી લેવી. ત્યારબાદ સાફ પાણીથી ધોઇ વચમાંથી પાતળી જીભ કાઢી નાખી સૂર્યના તાપમાં સુકાવી લેવાથી નેપાળો (જયપાલ) શુદ્ધ થયેલો મનાય છે.

—અથવા—

નેપાળાને ફોલ્યા વિનાજ પોટલી બાંધી ૩ દિવસ છાંણ અને ગોમૂત્રને એકત્ર કરી તેમાં રાખી ચોથા દિવસે

તેને દેવતાથી બાફી નાખી પોટલી બહાર કાઢી લઈ ધોઈ સાફ કરી તેના ઉપરની છાલ અને જીભ કાઢી નાખી, તેલ સુકવી નાખી ઉપયોગમાં લેવો. આ વિધિથી નાક વગેરેને જાળવવાની બીક રહેતી નથી.

તેલ સુકવવાની રીત—મીંજોમાંથી જીભ કાઢી નાખ્યા પછી ગરમ પાણીમાં ખરલ કરી લુગદી કરી માટીના કોરા વાસણ ઉપર પાતળો લેપ કરવો અને ઉપર બ્લોટીંગ પેપર દબાવવું. કોરૂં પડયેથી ઉખાડી લેવું.

૧૧. કુચિલા શોધન--ઝેરકોચલાંને ૭ દિવસ સુધી ગોમૂત્રમાં પલાળી રાખવાં. રોજ ગોમૂત્ર બદલવું. બાદ છોડાં નરમ થયા પછી કાઢી નાખવાં અને અંદરથી જીભ કાઢી નાખવી. બાદ કુચિલાને દોલાયંત્રથી ૧૬ ગણા દૂધમાં ઉકાળી લેવાં. દૂધ રાબડી જેવું થઈ જાય ત્યારે ઉતારી લઈ ધોઈ નાખવાં, અથવા દૂધમાં નહિ ઉકાળતાં સમભાગ ઘીમાં શેકી લેવાથી પણ શુદ્ધ થઈ જાય છે.

સાત દિવસ પલાળી રાખવાથી છોડાં નરમ ન થયાં હોય તો બે ત્રણ દિવસ વધુ પલાળી રાખવાં. ઝેરકોચલાંનું શોધન કરતાં વધેલા દૂધનો માવો કરી તેનો ઉપયોગ અફીણ છોડાવવાના કામમાં કરવો. પ્રમાણ અફીણના જેટલુંજ લેવું.

૧૨. વછનાગ શોધન--કાળા અથવા સફેદ વછનાગના નાના નાના ટુકડા કરી ૪ ગણા બકરીના દૂધમાં ૩ કલાક ઉકાળી ધોઈ લેવા. બાદ સુકાવી લેવાથી વછનાગ શુદ્ધ થાય છે.

૧૩. **ગુગળ શોધન**--૨૦ તોલા ત્રિફળા અને ૨૦ તોલા ગળોનું જવકુટ કરી ૬ અથવા ૮ શેર પાણી (અહિં ૪૦ તોલાનો શેર સમજવો) નાખી રાત્રે પલાળી રાખવું. સવારે તેને ઉકાળતાં અર્ધું પાણી રહે ત્યારે ગાળી લેવું. તે પાણીને લોખંડની કઢાઇમાં નાખી ચૂલા પર ચઢાવી મંદ આંચ આપવી. કઢાઇનાં બંને કડાંમાં એક લાંબી લાકડી આડી નાખી દેવી. બાદ એક સાફ કપડામાં ૨૦ તોલા ભૈસા ગુગળ બાંધી પોટલી જેવું બનાવી તે લાકડીમાં બાંધી, કઢાઇમાં લટકાવી દેવી. પોટલીનું મોં ખુલ્લું રાખવું અને કડછીથી તે કઢાઇમાંનું પાણી લઈ ગુગળની થેલીમાં નાખતા જવું અને ગુગળને હલાવતા રહેવું. દસ બાર વખત કઢાઇમાંનુ પાણી થેલીમાં નાખવાથી બધો ગુગળ ઓગળીને કઢાઈમાં મળી જશે. જયારે કપડું ખાલી થઈ જાય ત્યારે કપડું કાઢી લેવું. તેમાં ગુગળનો મેલ રહે તેને ફેંકી દેવો. કઢાઇમાં જે ગુગળ મળેલો કાઢો રહેશે, તેને ધીરે ધીરે નીતારી લેવો. નીચેનો કચરો રહેવા દેવો. આ નીતારી લીધેલા કાઢાને ફરી મંદાગ્નિથી ઉકાળવો. જયારે જાડું થઈ જાય ત્યારે ઉતારી લેવું. ઠંડુ થાય ત્યારે હાથમાં ઘી લગાવી ગુગળની ગોળીઓ બનાવી સુકવી લેવી. કઢાઇ છાણુથી સાફ કરી લેવી.

૧૪. **ભિલામાંનું શોધન**--પાકાં ભિલામાં કે જે પાણીમાં નાખવાથી ડુબી જાય, તે ઈંટના ચૂર્ણથી ઘસવાથી શુદ્ધ થાય છે. જયારે ભિલામાંનો કવાથ કરીને પાક વગેરેમાં ઉપયોગ કરવો હોય, ત્યારે આ રીતે શુદ્ધ કરીને ઉપયોગમાં લેવો.

બીજી રીત--ભિલામાંને એક કપડાની પોટલીમાં બાંધી ભેંસના છાણમાં ચારગણું પાણી મેળવી દોલાયંત્રથી મંદાગ્નિથી ૧૨ કલાક સુધી ઉકાળી લેવાં. બાદ ૪-૪ પહોર ગોમૂત્ર અને ગાયના દૂધમાં ઉકાળી લેવાં. ત્યારબાદ ભિલામાંને ગરમપાણીથી ધોઈ સર્વથી ઉપરની ટોપી સંભાળપૂર્વક દૂર કરવી. પછી ભિલામાંને નાળિયેરના પાણીમાં ૧૨ કલાક ઉકાળી લેવાથી ભિલામાં ચૂર્ણમાં મેળવવા લાયક શુદ્ધ થાય છે.

૧૫. **અફીણ શોધન**—અફીણને પાણીમાં ઓગાળી બેવડા કપડાથી તે પાણી ગાળી લેવું. બાદ તે પાણી દેવતા ઉપર ઉકાળી જાડું કરી લેવાથી અફીણ શુદ્ધ થાય છે. ૪ તોલા અશુદ્ધ અફીણને શુદ્ધ કરવાથી બે તોલા રહે છે. આ રીતે શુદ્ધ કરેલું અફીણ આંખની દવામાં મેળવવું.

# રોગ મટાડવાનો અમૂલ્ય ઉપાય.

---

રોગી મનુષ્યો જો નીચે દર્શાવ્યા પ્રમાણે હૃદયમાં સ્થાયી ભાવના રાખશે તો તેથી તેમને અત્યંત સહાયતા મળશે અને તેમના રોગ સર્વથા મટી જશે.

એકાંત સ્થળમાં પ્રથમ મનને સંપૂર્ણ શાંત થવા દઈ હૃદયથી સર્વ તરફ પ્રેમની ભાવના દર્શાવો અને પછી તમારા અંતરાત્મા તરફ વળીને ભાવના કરો કે:—

" અનંત ચૈતન્ય તત્ત્વસ્વરૂપ પરમાત્માના તથા મારા ચૈતન્યની એકતા છે. એ પરમાત્મા જીવનોનું જીવન હોવાથી હું પણ ચૈતન્ય સ્વરૂપ છું; મારી પણ મૂળ પ્રકૃતિ નીરોગી હોઇને તેમાં રોગ થવાનો જરાપણ સંભવ નથી. માત્ર આ સ્થૂલ શરીરમાંજ રોગે પ્રવેશ કર્યો છે અને તેથી એ શરીરના દરેક ભાગમાં તે દિવ્ય ચૈતન્ય પ્રવાહ વહે એટલા માટે તે ચૈતન્ય તરફ મારાં હૃદયદ્વાર ખુલ્લાં મૂકું છું. હવે અત્યારથી પ્રવાહ મારા શરીરમાં વહેવા લાગ્યો છે અને શરીરને નીરોગી બનાવવાની ક્રિયા ચાલુ થવા લાગી છે."

× × × ×

' રોગો ઉપર તમારી પૂરેપુરી સત્તા છે.' એ વાત

હમેશાં ધ્યાનમાં રાખો અને રોગ જેવી બાબતની જરા પણ સત્તા કે ગુલામગીરી ન સ્વીકારો.

× × × ×

'જ્યારે આપત્તિ આવે ત્યારે ધૈર્યથી અને શાંત ચિત્તથી તેનું સ્વરૂપ વિચારો. નિષ્કારણ ચિંતા, ભય કે પશ્ચાત્તાપ કરવાને બદલે તમારી અંદર રહેલી મહાન શક્તિરૂપી અજેય સેનાને તેની સામે લાવો, એટલે તેને જોતાંજ વિપત્તિરૂપ શત્રુ નાશી જશે.'

" The physician lives not for him-self but for others. This is the essence of his profession. Do not look for fame or profit, work to save others, though you loose yourself. Maintain life; restore the sick and lase the suffering of men. You have no other object."

" વૈદ્યનું જીવન પોતાને માટે નથી, પરંતુ બીજાઓને માટે છે એજ તેના ધંધાનું ખરૂં તત્ત્વ છે. સ્વપ્ને પણ યશ અને સ્વાર્થના ઇચ્છુક બનવું નહિ પોતે નાશ પામીને પણ બીજાની રક્ષા કરવાનો પ્રયત્ન કરવો. આયુષ્યની રક્ષા કરવી, અને દુ:ખીઓને સુખ પહોંચાડવા સિવાય વૈદ્યનું બીજું કર્તવ્ય નથી. "

× × × ×

नार्थार्थं नापि कामार्थमथ भूतदयां प्रति ।
वर्त्तते यश्चिकित्सायां स सर्वमति वर्त्तते ॥

—महर्षि चरकाचार्य ।

ચિકિત્સાવિદ્યા ધનપ્રાપ્તિ માટે નથી તેમજ વ્યાવહારિક ઇચ્છાઓ પૂરી કરવા માટે પણ નથી. તે તો ફક્ત પ્રાણીમાત્ર ઉપર દયા કરવાને માટે છે.

नत्वहं कामये राज्यं न स्वर्गं न पुनर्भवम् ।
प्राणिनां दुःख तप्तानां कामये दुःखनाशनम् ॥

\+ + + +

ઉચ્ચ વિચારોવાળું મનજ શરીરને કિંમતી બનાવે છે.

—શેક્સપિયર.

\+ + + +

કલ્પનામાં શરીર ઉપર અસર કરવાની આબાદ અને જાદુઇ શક્તિ રહેલી છે.

મનોબળ એ ઉત્તમોત્તમ શક્તિદાયક ઓષધ છે એ વાત કાંઈ અસત્ય નથી.

આજે જ્યાં જુઓ ત્યાં રોગોનું પ્રમાણ અત્યંત વધી ગયેલું જોવામાં આવે છે. શરીરમાં સ્હેજ બેચેની લાગતાંજ લોકો વૈદ્ય–ડૉકટરના ઘર તરફ દોડવા લાગે છે. આનું મૂળ કારણ અજ્ઞાન છે. રોગોથી કેવી રીતે બચી શકાય? તથા કેવળ માનસિક બળજ કેટલી શક્તિ ધરાવે છે, તે વિષે અહિં ટૂંકાણમાં ચર્ચા કરવા વિચાર છે. આ લેખ લખવામાં 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય' અમદાવાદ તરફથી બહાર પડેલાં 'સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ.' તથા 'વિચારોના ચમત્કાર.' એ બે પુસ્તકોની ખાસ

મદદ લેવામાં આવી છે. આ બે પુસ્તકોએ મારા જીવનમાં ખાસ ફેરફાર કર્યો છે.

માણુસના મન ઉપર સંકલ્પબળ મોટી અસર કરે છે. અને કાચી વયના માણુસોના મન ઉપર તેની જબરી અસર થાય છે, એ વાત આજે સર્વમાન્ય થતી જાય છે. રોગોથી દૂર રહેવામાં જો સંકલ્પબળનો ઉપયોગ કરવામાં આવે તો અવશ્ય સફળ થવાય. તે માટે કેટલાક નિયમો આપવામાં આવે છે.

૧. ઉંઘ્યા પૂર્વે માણુસના મનમાં જે વિચારો ચાલતા હોય છે, તેની અસર નિદ્રા આવ્યા પછી પણુ ઘણી-વાર સુધી શરીરમાં ચાલુ રહે છે. સૂતી વખતની મનની સ્થિતિ શરીર ઉપર પ્રબળ અસર કરે છે. આ લાભ લેવા માટે નીચેનો નિયમ પાળવો.

‘ જ્યાં સુધી મન શાંત થાય નહિ અને વૃત્તિઓ સ્થિર થાય નહિ ત્યાં સુધી રાત્રે કદી પણુ નિદ્રા લેવી નહિ.’ આ સ્થિરતા પ્રાપ્ત કરવા માટે સૂતા પહેલાં એકાગ્ર-ચિત્તથી પ્રભુ પ્રાર્થના કરવી એ સર્વોત્તમ ઉપાય છે.

૨. માનસિક સ્નાન–શારીરિક સ્નાન કરતાં પણુ આ સ્નાનની ખાસ જરૂર છે. ઓછામાં ઓછું દિવસમાં બે વખત જ્યારે પણુ નવરાશ મળે ત્યારે આ સ્નાન કરી લેવું.

વિધિ—જ્યારે એકાંત મળે ત્યારે ચિત્ત બની શકે તેટલું એકાગ્ર કરવું. ‘ સર્વ ચિંતા, વ્યાકુળતા દૂર કરવી

અને આશા, ઉત્સાહ અને આનંદદાયક વિચારોથી ચિત્તને ભરી દેવું. પ્રભુ આપણા રક્ષક છે અને કોઇપણ જાતનું દુઃખ આપણને છેજ નહિ એવી દૃઢ ભાવના કરવી.' આ ટેવ પાડવાથી ઇશ્વરે પ્રાર્થના સાંભળી હોય તેમ થોડા વખતમાંજ સર્વ દુઃખ દૂર થતાં લાગશે. રાતે સૂતા પહેલાં આ સ્નાન કરવાનો અવશ્ય નિયમ રાખવો.

૩. શ્રદ્ધા—શ્રદ્ધા એ આરોગ્ય મેળવવાનું એક બળવાન સાધન છે. 'જ્યાં સુધી આપણે આરોગ્ય જાળવી રાખવાની આપણી શકિત વિષે શંકા રાખીશું, ત્યાંસુધી આપણે સ્વાભાવિક શારીરિક સ્થિતિ, સુદૃઢતા અને સ્વાસ્થ્ય મેળવી શકીશું નહિ.' 'આપણે પરમાત્મામાંજ જીવન ગાળીએ છીએ' એવી દૃઢ શ્રદ્ધા રાખવી, એ આરોગ્ય પ્રાપ્ત કરવાનો આબાદ માર્ગ છે. શ્રદ્ધામાં મહાન પ્રોત્સાહક બળ અને રોગનિવારક શકિત રહેલાં છે.

૪. કલ્પના—જ્યારે બિમારીના વિચાર દૂર થાય છે ત્યારે શરીર એકદમ સુધરે છે અને સાજું બને છે. 'જ્યારે દવા ઘાવોને રૂઝાવી શકી નથી ત્યારે કલ્પનાએ તેમને રૂઝાવ્યા છે, એને દવાનું નામ-રૂપ પ્રાપ્ત થયું નથી તોપણ એ દવા છે.

—'કાર્ટરાઇટ.'

૫. પ્રબળ ઇચ્છાશકિત—'આપણી ઇચ્છિત સ્થિતિનો વિચાર મનમાં ધારણ કરવાથી આપણે ઘણે અંશે જેવા થવા ઇચ્છતા હોઇએ તેવા થઇ શકીએ છીએ.' પ્રબળ વિચાર અને ભાવનાજ આપણા દેખાવને ફેરવી નાખી

શકે છે. આપણે આપણા વિચારો વડે જ આપણા શરીરની રચના કરીએ છીએ. મનમાં ઉત્પન્ન થતો પ્રત્યેક વિચાર મગજનાં પરમાણુંઓની રચનામાં ફેરફાર કરે છે.

૬. આત્મસૂચન—રોગનિવારક સાધન અને ઉન્નતિ-દાયક નૈતિક બળ તરીકે આત્મસૂચનનો ઉપયોગ કરવાથી ઘણોજ લાભ થાય છે. 'માણસ જેટલા પ્રમાણમાં પોતાના મનમાંથી રોગ અને વ્યાધિની મૂર્તિનો નાશ કરે તેટલા પ્રમાણમાં તેને સફળતા પ્રાપ્ત થાય છે.'

૭. આનંદીપણું—'આનંદીપણું એ ઇશ્વરી ઔષધ છે. હાસ્ય અને આનંદ એ અજીર્ણના પરમ શત્રુ છે. સુખનીજ વાતો કરો. જગત એટલું ચિંતાતુર છે કે તેને તમારા દુઃખની જરૂર નથી. આનંદી, ઉત્સાહી, હસમુખો વૈદ્ય સમસ્ત ઔષધો કરતાં વિશેષ કિંમતી છે. મનની જડતાજ મનુષ્યને વૃદ્ધ બનાવે છે. હાસ્યમાં, આનંદી-પણામાં, રોગ નિવૃત્ત કરવાની કેટલી શકિત રહેલી છે તે જો લોકો જાણતા થાય તો વૈદ્યોનો અર્ધ ભાગ કામ ધંધા વિનાનો થઈ પડે.' હસવાનો પ્રસંગ આવે કે ન આવે તોપણ દિવસમાં બેત્રણ વખત તો હસવુંજ. હાસ્ય અવ્યવસ્થિત શકિતઓ અને ક્રિયાઓને સુવ્યવસ્થિત કરે છે. માણસ જ્યાં સુધી પોતાનું આનંદીપણું, પોતાનો ઉત્સાહ ગુમાવતો નથી ત્યાંસુધી તે નિષ્ફળ થતો નથી. ગમ્મત એ સરતામાં સસ્તુ અને સર્વોત્તમ ઔષધ છે. તે બાળકોને તો ખૂબ પાવું જોઇએ. એ ઔષધ વૈદ્યોની

ફી બચાવશે એટલુંજ નહિ પરંતુ બાળકોને વધુ સુખી કરવામાં મદદ કરશે. બાળકને માટે આનંદી થવાની ટેવ પાડવી જેટલી જરૂરની છે તેટલો વિદ્યાભ્યાસ પણ જરૂરનો નથી. સારી રીતે હસવાથી છાતી અને ફેફસાં વિશાળ થાય છે અને લોહી જોરથી ફરે છે.

ઉપસંહાર—આપણે આપણી પોતાની ખરાબ વિચાર-પ્રણાલિ, આપણો પોતાનો ખરાબ જીવનક્રમ અને આપણા પોતાના વૃદ્ધાવસ્થાના વિચારોથી જ આપણું જીવન ઘણું ટુંકું કરી નાખીએ છીએ. માટે તેમ કરવાને બદલે આપણે સુખી થવાને માટે આપણામાં રહેલી સર્વોત્તમ પરમાત્મ સત્તાની સાથે એકતા સાધવી જોઈએ.

આપણે જેને ઉત્તમ શિક્ષણ કહીએ છીએ તે દ્વારા આપણને મળેલી ખરાબમાં ખરાબ વસ્તુઓ પૈકીની એક વસ્તુ એ છે કે 'વ્યાધિનો સામનો કરવાની આપણી શકિત પરથી આપણી શ્રદ્ધા ઉઠી ગઇ છે.'

પ્રત્યેક માણસમાં એક એવું ગુપ્તબળ રહેલું છે કે; જો તેનો યોગ્ય વિકાસ કરવામાં આવે તો તે આપણા સમસ્ત ઘા રૂઝવી નાખે અને સંસારનાં સર્વદુઃખોથી બચાવે.

મનુષ્યનાં સઘળાં દુઃખોની દવા તેના પોતાના શરીર-માંજ રહેલી છે. આરોગ્યના વિચારો આપણા શરીરના દરેક અણુને નવી શક્તિ આપે છે. તિરસ્કાર, ઇર્ષા, ક્રોધ અને સઘળા દુર્વિચારો એ ખરાબમાં ખરાબ પ્રકારનાં ઝેર

છે; અને તેમને મનમાં સ્થાન આપવાથી શરીર રોગોની સામે થવાની શક્તિ ગુમાવી બેસે છે.

દરરોજ દૃઢતાપૂર્વક એવા વિચાર કરવા કે 'પરમેશ્વરે મને વિકાસ પામવાને, પ્રગતિ કરવાને અને દિનપ્રતિદિન અધિકાધિક સારી સ્થિતિને પ્રાપ્ત થવાને ઉત્પન્ન કર્યો છે; અને હું કોઈને મારો એ જન્મસિદ્ધ હક્ક ખુંચવી લેવા દેવાનો નથી, ખરૂં જોતાં તો અત્યારે એવાં પુસ્તકોની જરૂર છે કે જેના અભ્યાસથી રોગોથી બચી શકાય. યુરોપ અમેરિકામાં તો એવા ગ્રંથ પુષ્કળ નીકળ્યા છે તથા કુદરતી ઉપચારોથી રોગો મટાડનારા ઉપચારકો પણ સહેલાઇથી મળી આવે છે.

મારો વિચાર એ વિષયનું એકાદ પુસ્તક તૈયાર કરવાનો છે. તે માટે 'હરિહર ઔષધાલય'માં પ્રયોગો ચાલુ છે. એવા કેટલાક સિદ્ધ પ્રયોગો હાથ લાગ્યા પછીજ અને એ વિષયનો ઉંડો અભ્યાસ થયા પછી ઇશ્વરેચ્છા હશે તો આપ સર્વની આગળ મારા અનુભવો રજુ કરીશ.

આ પુસ્તકમાં આપેલા પ્રયોગો વિષે કોઈ ભાઇને કાંઈ પુછાવવું હોય તો જવાબ માટે ટીકીટ બીડીને પૂછાવી શકે છે. છેવટે 'सर्वे जनाः सुखीनो भवन्तु' એ ઇચ્છા સાથે આપ સર્વની રજા લઈશ.

ચૈત્ર શુકલ ૧, સં. ૧૯૯૬

લી. નમ્ર સેવક,

વૈદ્ય હરિલાલ ગોરધન પાઠક.
હરિહર ઔષધાલય,
બાલાશિનોર.

# અગત્યની સૂચનાઓ.

---

## ( રોગી વિષયક. )

૧. સગર્ભા સ્ત્રીને અફીણવાળી, નેપાળાવાળી અને એળીયાવાળી દવાઓ તથા ઘણી કડક દવાઓ કદી આપવી નહિ.

૨. સન્નિપાતના રોગીને અને સુવાવડમાં આવતા તાવ વાળી સ્ત્રીને ખોરાકમાં ઘી આપવું નહિ. મન્દાગ્નિ અને બહુમૂત્રવાળા દર્દીને ઘી વધારે આપવું નુકસાનકારક છે.

૩. ધાવતાં બાળકોને દવા આપતી વખતે તેમની માને પણ દવા આપવી. બાળકોને અફીણવાળી દવા આપવી પડે તો બહુજ ધ્યાનપૂર્વક આપવી.

## (આહાર વિહાર સમ્બન્ધી.)

૪. રક્તપિત્ત, મૂર્છા, રક્તવિકાર અને પિત્તપ્રાધાન્ય રોગોમાં ગરમ પાણીનો ઉપયોગ નુકસાન કરે છે.

૫. સન્નિપાતના રોગીને ઠંડુ પાણી પાવું એ મોત બોલાવવા બરાબર છે.

૬. પડખાનું શૂળ, પ્રમેહ, પાંડુ, સળેખમ, વાતરોગ, નવો તાવ, નેત્ર–રોગ, સંગ્રહણી, કફપ્રાધાન્ય રોગ, હેડકી

વગેરેમાં ગરમ કરીને ઠંડુ કરેલું પાણી પાવાથી બહુ જલદી લાભ થાય છે. સવારે ઉકાળેલું પાણી સવાર પડતા સુધી કામમાં લેવું.

૭. દુગ્ધ નિષેધ—સિંધવ મીઠા સિવાય બીજા કોઇ પણ ક્ષાર સાથે, આંબળાં સિવાયની બીજી કોઈ પણ ખટાઇ સાથે અને ગોળ, મગ, મુળા, દારૂ, અને માછલાંની સાથે દૂધનો ઉપયોગ કરવાથી નુકસાન થાય છે.

૮. તક્રનિષેધ—ચાંદી (ઉપદંશ), પરમીઓ, પેશાબમાં અગન બળવી, મૂર્છા, દાહ, તૃષા, રક્તપિત્ત અને અમ્લ-પિત્ત વગેરે રોગવાળાઓને તથા દૂર્બળ મનુષ્યને છાશ પાવી જોઇએ નહિ. ગ્રીષ્મ અને શરદ ઋતુમાં પણ છાશ પીવાનો નિષેધ છે.

૯. દહીં નિષેધ—ક્ષય, રક્તપિત્ત, કફવૃદ્ધિ, સોજા, જેનું હાડકું ભાગી ગયું હોય તેવો રોગી, ચાંદીનો દર્દી, પરમીઓ, આંખોનો દાહ, પથરી, મૂત્રકૃચ્છ્ર અને મૂત્ર-રોગથી થએલો સંધિવા, આટલા રોગોવાળાઓને દહીં આપવું નહિ.

૧૦. ઘી નિષેધ—નવા તાવમાં ઘી બિલકુલ આપવું નહિ. ક્ષયમાં બકરીના ઘીનો ઉપયોગ હિતકર છે.

૧૧. મધ સમ્બન્ધી સૂચના—રોગ-નાશક ઔષધિની સાથે જુનું અને રસાયન ગુણને માટે નવું મધ લેવું. દવામાં ઘી અને મધ સાથે મેળવવાનાં હોય તો સરખાં કદી લેવાં નહિ. વાતકફ પ્રાધાન્ય પ્રકૃતિ હોય તો મધ બમણું અને પિત્તપ્રાધાન્ય પ્રકૃતિ હોય તો મધથી ઘી બમણું લેવુ.

# (રોગ વિષયક સૂચના)

---

## તાવ વિષે સૂચનાઓઃ—

૧. જ્યાંસુધી તાવ શરીરમાં હોય ત્યાં સુધી ખાવાનું કંઇ પણ આપવું નહિ. નવા તાવમાં ખુલ્લી હવાનું સેવન નુકસાન કરે છે.

૨. જુના તાવમાં રોગીને ઘી અને દૂધ અવશ્ય આપવું.

૩. મુદતીઆ તાવમાં તાવ ઉતારનારી દવા કદાપિ આપવી નહિ. ફક્ત દોષનું શમન કરવાવાળી પાચન અને શોધન ઔષધિ આપવી જોઇએ.

૪. ચોથિયા તાવવાળા રોગીને તાવ મટ્યા પછી પણ બેચાર માસ સુધી ગોળવાળા પદાર્થ ખાવા આપવા નહિ.

૫. નવા તાવમાં દ્વિદલ અનાજ (કઠોળ), માંસ સ્રીસેવન, અને પાતળી કાંજી આપવાથી બહુ નુકસાન થાય છે.

૬. ત્રિદોષમાં ઘી કદાપિ આપવું નહિ. માંસ અને ભાત આપવો પણ નુકસાન કર્તા છે.

૭. તાવ ગયા પછી પણ શક્તિ ન આવે ત્યાંસુધી મૈથુન, વ્યાયામ, બહુ ચાલવું અને ઠંડા પાણીથી સ્નાન કરવું એ નુકસાનકારક છે.

૮. સન્નિપાત, મુદ્દતી તાવ, પ્લેગ અને ક્ષયરોગમાં જુલાબ આપવો બહુ નુકસાનકારક છે.

૯. ઝાડામાં ઉપવાસ બહુ લાભદાયક છે ઝાડા મટ્યા પછી પણ પંદર દિવસ સુધી પકવાન્ન, કાચું અનાજ અને જલદી ન પચે તેવો ખોરાક લેવો નહિ.

૧૦. કોલેરા સંબંધી સૂચના—કોલેરામાં રોગીને પીવા માટે વારંવાર એક એક તોલો બરફનું પાણી આપવું; અથવા ગરમ કરીને ઠંડા કરેલા પાણીમાં વલીઆરીનો અર્ક મેળવી એક એક ચમચો આપતા રહેવું. એકી સાથે વધારે પાણી પાવું નહિ. પિશાબ બંધ થઈ જાય તો મૂત્રેન્દ્રિયમાં કપુર રાખવું અને પેડુ ઉપર કેસુડાં અને કલમીશોરાની લુગદી બાંધવી. જો ઉલટી બંધ થતી ન હોય તો પાણીને બદલે તલનું તેલ અથવા ઘી પાવું બહુ લાભદાયક છે.

૧૧. અર્શના રોગીને કાચું દૂધ આપવું નહિ.

૧૨. સર્વ પ્રકારના પેટના રોગોમાં ગાયની છાશ અને ગોમૂત્રનું સેવન બહુ લાભદાયક છે.

૧૩. કૃમિરોગમાં કાચું દૂધ નુકસાન કરે છે અને તેલનું સેવન લાભદાયક છે.

૧૪. ભગંદર રોગમાં હીંગ, ચણાના પદાર્થ અને મધુર પદાર્થનું સેવન નુકસાનકારક છે.

૧૫. કંપવાતમાં તેલની માલિશ, અફીણ, કુચિલા અને ગુગળ વાળી ઔષધિઓનું સેવન બહુ લાભદાયક છે.

૧૬. ગુમડું પકવવા માટે પોટીસ બાંધવામાં આવે તે ત્રણ ત્રણ કલાકે બદલતા રહેવી. એકની એક પોટીસ લાંબો વખત રાખવી લાભદાયક નથી.

૧૭. સાપ કરડયા પછી એકાદ માસ સુધી દરરોજ રોગીને તેની શકિત પ્રમાણે ૨થી ૪ તોલા સુધી ઘી પાવાથી આંખોનું તેજ બગડતું નથી

૧૮ બહુમૂત્ર રોગમાં અધિક ઘી, ખટાઈ, નવા ભાત, વધુ પ્રમાણમાં મીઠા પદાર્થનું સેવન, ખાધા પછી તરતજ ખાવું, અને ખાતાં ખાતાં વધુ પાણી પીવું એ સર્વ નુકસાનકારક છે.

૧૯. અગ્નિથી બળેલા ભાગ ઉપર પાણી લગાડવું નુકસાનકારક છે.

૨૦. કાનમાં રસ વગેરે દવાઓ સવારે અને તેલવાળી દવાઓ સૂર્યાસ્ત પછી નાખવી લાભદાયક છે.

૨૧. ઇન્દ્રિ-જુલાબની દવા સવારે આપવી વિશેષ લાભદાયક છે.

૨૨. નેત્રરોગમાં ગોળ, મરચાં, તેલ, કબજીઆત કરનાર ખોરાક અને રાતે જાગવું, એટલી વસ્તુઓનો ત્યાગ કરવો.

## ( ઔષધિ સંબંધી. )

---

૧. વનસ્પતીની સર્વ દવાઓ એક વર્ષ પછી ઓછા ગુણવાળી થઈ જાય છે. સાધારણ ચૂર્ણ બે માસ પછી અને મીઠું, હીંગ અને પારાવાળાં ચૂર્ણ છ માસ પછી ઓછા ગુણવાળાં થઈ જાય છે. ગોળી, અવલેહ, શરબત વગેરે એક વર્ષ પછી ઓછા ગુણવાળાં થાય છે. તેલ ચાર માસ પછી ઓછા ગુણવાળું થઇ જાય છે. પાક એક માસ કરતાં વધુ વખત સારો રહેતો નથી. આસવ, અરિષ્ટ, ધાતુઓની ભસ્મો અને કુપીપકવ રસાયનો જેટલાં જુનાં હોય તેટલાં ઉત્તમ ગુણવાળાં બને છે. ગુગળવાળી ગોળીઓ બે ત્રણ વર્ષ સુધી સારી રહી શકે છે.

૨. લીંડીપીપર, ધાણા અને વાવડીંગ એક વર્ષનાં જુનાં લેવાં જોઇએ.

૩. આંખોના રોગની દવામાં ઘી જુનું, ખાવા માટે નવું અને બહાર લેપ કરવા માટે ધોયેલું ઘી ઉપયોગમાં લેવું.

૪. ઉકાળો કરવા માટે માટીનું પહોળા મોઢાવાળું વાસણ લેવું; અને મોઢું ખુલ્લું રાખી ઉકાળો કરવો. માટીનું વાસણ ન મળે તો પિત્તળનું કલાઈ કરેલું વાસણ લેવું.

૫. એલ્યુમિનિયમનું વાસણ દવાઓના કામમાં કદાપિ વાપરવું નહિ.

૬. મીઠું અને ક્ષાર (નવસાર, કલમીશોરો વગેરે) વાળી દવાઓ ચોમાસામાં ખરાબ થઈ જાય છે; માટે તેવી દવાઓને ચોમાસામાં હવા દાખલ ન થઇ શકે એવાં સાધનમાં રાખવી.

૭. ક્ષયરોગમાં સોમલવાળી દવા કદાપિ આપવી નહિ. સોમલવાળી દવાઓ ઘી અથવા દૂધ પાયા પછી આપવી; પરંતુ ન્યૂમોનિયા, સન્નિપાત વગેરે રોગોમાં રોગ પ્રમાણેના અનુપાનથી આપવી.

૮. લોહભસ્મ રક્તાર્શ અને લોહીના ઝાડાની શરૂઆતમાં નુકસાનકારક છે. રક્તવૃદ્ધિ અને રક્તપુષ્ટિને માટે લોહભસ્મવાળી દવાઓ ખાધા પછી આપવાથી વિશેષ લાભ થાય છે.

૯. અફીણવાળી દવાઓ રાત્રે સૂતી વખતે આપવી.

૧૦. આંખોમાં અંજન અને લેપ કરવા માટે જેટલું જુનું અફીણ મળી શકે તેટલો વધારે ફાયદો થાય છે.

૧૧. કોઈપણ ચૂર્ણમાં ઈસબગોલ મેળવવું હોય, તો ખાંડયા વગરનું આખુંજ મેળવવું. ખાંડેલું ઇસબગોલ નુકસાનકારક છે.

૧૨. રોજ ઉપયોગ કરવાના દંતમંજનમાં બહુ તેજ મીઠું મેળવવું નુકસાનકારક છે.

૧૩. પારાવાળી દવા સગર્ભા સ્ત્રી, દુર્બળ અને કંઠમાળના રોગીને બહુ ઓછી અનુકૂળ આવે છે બાળકોને પારાવાળી દવાઓ બહુ અનુકૂળ રહે છે.

૧૪. હીંગ અને સોનાગેરૂ ઘીમાં શેકીનેજ ઉપયોગમાં લેવાં.

૧૫. ફટકડી અને ટંકણખાર ફુલાવીનેજ ઉપયોગમાં લેવાં. દાહરની દવામાં ટંકણખાર કાચોજ વપરાય છે.

૧૬. દવા કેટલા પ્રમાણમાં લેવી તે સંબંધી.

"स्थिति नास्त्येव मात्रया: कालमग्निबलं वय: ।
ज्ञात्वा देशं च दोषं च यथावदुपकल्पयेत् ॥"

"માત્રાનું ચોક્કસ પ્રમાણ નથી. દેશકાલ, અગ્નિબલ, ઉમ્મર અને દોષ વિ. નો વિચાર કરી માત્રા નક્કી કરવી."

૧૭. न वेगान् कारयेद्धीमान् ।
न वेगान् धारयेद्धीमान् ॥

"દસ્તનો અથવા કોઈપણ કુદરતી હાજતનો વેગ બળપૂર્વક લાવવો નહિ અને આવેલા વેગને અટકાવવો નહિ."

---

# લોહ–પ્રયોગ સંગ્રહ

---

**શુદ્ધ લોહની પરીક્ષા—**

જે લોહમાંથી ચીનગારી ન નીકળે, પાણીમાં બુઝાવવાથી પરપોટા ન નીકળે, તથા પતરીઓ ન ઉખડે તેમજ શબ્દ પણ ન થાય તે શુદ્ધ લોહ છે.

લોહભસ્મ બનાવવા માટે પોલાદજ ઉપયોગમાં લેવું. તેને માટે જુની કાનસ અથવા સોનીની જંત્રી લઇને અગ્નિમાં તપાવી ઠંડી કરી લેવી. ત્યારબાદ તેને કાનસથી ઘસી ચૂર્ણ તૈયાર કરી લેવું. કાનસ અથવા જંત્રી અગ્નિમાં ગરમ કર્યા પછી વાયુમાં ઠંડી કરવી.

ઘેર લોહચૂર્ણ બનાવી લેવાનું ન બની શકે તો નીચેનાં સ્થળોએથી એક રતલના આઠ આનાના ભાવે લોહચૂરો તૈયાર મળે છે તે મંગાવી કામમાં લેવો. જે ભાઇઓને શુદ્ધ લોહચૂરો જોઈતો હોય તો શુદ્ધ પણ મળી શકે છે. શુદ્ધ લોહચુરાનો ભાવ એક રતલનો રૂા. ૧) હોય છે.

(૧) કીકાભાઈ ગુલામહુસેન, ફર્નાન્ડીઝ પૂલ નીચે, અમદાવાદ.

(૨) ધન્વન્તરિ કાર્યાલય, વિજયગઢ (જીલ્લો અલીગઢ)

(૩) શ્રી ચંદન ઓષધિ ભંડાર, ડીસોઝા સ્ટ્રીટ, માંડવી મુંબઇ નં. ૩

શુદ્ધિઃ— ,

તેલ, છાશ, ગોમૂત્ર, કાંજી અને કળથીના ઉકાળામાં સાત, સાત વાર લોહચૂરાને ખૂબ તપાવીને બુઝાવવાથી શુદ્ધિ થાય છે.

કાંજી બનાવવાની રીતઃ—

એક શેર ચોખાને સોળ ઘણા પાણીમાં ઉકાળવા, ચોખા ચઢી ગયા પછી ઉપરનું ઓસામણ નિતારી લેવું. બાદ એક શેર કળથીનો ઉકાળો કરીને (ચોખા પ્રમાણેજ) ગાળી તે ઓસામણમાં મેળવી દેવો. આ મિશ્રણને એક માટીની હાંડલીમાં તળીયે સરસીયું ચોપડી તેમાં રેડવું. બાદ તેમાં સિંધવ ૫ તોલા મેળવી દેવો; તથા તેમાં થોડાં વાંસનાં પત્તાં અને અર્ધો શેર અડદના લોટનાં વડાં બનાવીને નાખવાં. પછી હાંડલીનું મુખ બંધ કરી ત્રણ દિવસ રહેવા દેવું. ચોથે દિવસે જ્યારે ખાટી વાસ આવવા માંડે ત્યારે કાંજી ગાળી ઉપયોગમાં લેવી.

બીજી વિધિઃ—

એક શેર ચોખા અથવા જુવારને સોળ ઘણા પાણીમાં મેળવી ઉકાળવાં. જ્યારે ચોથા ભાગનું પાણી બળી જાય ત્યારે ઉતારી ૩–૪ દિવસ રહેવા દેવું. ખાટી ગંધ આવવા માંડે ત્યારે ૫ તોલા સિંધવ મેળવી ઉપયોગમાં લેવી.

આ સિવાય અમુક ખાસ રોગ ઉપરજ કામ આપે તેવી ભસ્મ બનાવવી હોય તો તે માટેનું શોધન જુદું છે.

ઉદાહરણ તરીકે નપુંસકતા અથવા જલોદર જેવા રોગો ઉપર લોહભસ્મ વાપરવી હોય તો તે રોગમાં ગુણકારી વનસ્પતીના સ્વરસ અથવા ક્વાથથી શોધન કરવું જોઇએ; માટે ભસ્મ તૈયાર કરતા પહેલાં કઈ કઇ ઔષધિઓની ભાવના અનુકૂળ છે તેનો વિચાર કરી લેવો.

વાજીકરણ લોહ બનાવવા માટેનું શોધન નીચે પ્રમાણે છે :—

લોહના ચૂરાને આગળ જણાવ્યા પ્રમાણે શુદ્ધ કર્યા બાદ શતાવરી, વિદારીકંદ ( ભોંય કોળું અથવા પતાળ કોળું ), ગળો, આંબળાં, ગોખરૂ, કુવેચનાં બી, એમાંથી જે જે મળી શકે તેના જેટલા બને તેટલા વધુ પુટ આપવા. ( ઔષધિના સ્વરસ અથવા ઉકાળામાં લોહચૂરાને ગરમ કરી બુઝાવવો, તેમજ અગ્નિપુટ આપતી વખતે પણ તે ઔષધિના સ્વરસ અથવા ઉકાળામાં ટીકડી વાળવી. આથી ઉત્તમ ધાતુપૌષ્ટિક ભસ્મ બને છે. )

જલોદર ઉપર ઉત્તમ ગુણ કરનારી ભસ્મ બનાવવા માટે લોહના શુદ્ધ ચૂરાને થોરના દૂધના પુટ આપી ભસ્મ બનાવવાથી જલોદર જેવા કષ્ટસાધ્ય રોગ ઉપર પણ રામબાણ કામ આપે છે. જેટલા વધુ પુટ અપાશે તેટલીજ ઉત્તમ ભસ્મ બનશે. ઓછામાં ઓછા ૨૧ પુટ તો આપવાજ જોઇએ. ફકત ત્રિફળાના અષ્ટમાંશ કાઢામાં લોહચૂરાને તપાવીને સાત વખત બુઝાવવાથી પણ લોહ શુદ્ધ થયેલું મનાય છે.

ત્રિફળા ક્વાથ વિધિ—૬૪ તોલા ત્રિફળા લઈ (હરડે, બેઢાં, આમળાં સમભાગ.) આઠગણું પાણી નાખી ઉકાળતાં આઠમા ભાગનું બાકી રહે ત્યારે ઉતારી તેમાં ૨૦ તોલા લોહ ચૂરો ગરમ કરીને બુઝાવવો. આ પ્રમાણે સાતવાર કરવું. દરેક વખતે ઉકાળો નવો લેવો.

બરાબર શોધન કરવાથી થતા ફાયદા:—

ધાતુનું બરાબર શોધન કરવાથી તે બીજાં દ્રવ્યોના મિશ્રણ રૂપ દોષથી મુક્ત થાય છે. જો શોધન કરવામાં મહેનત ઓછી કરવામાં આવશે તો ભસ્મ બનાવતાં બહુ મુશ્કેલી પડશે; અને ભસ્મ પણ ઉત્તમ ગુણકારી નહિ બને.

**મારણ :—**

ધાતુઓનું પારાના સંયોગથી મારણ કરવું એ શ્રેષ્ઠ માર્ગ છે. વનસ્પતિઓથી મારણ કરવું એ મધ્યમ ગુણવાળું છે. ગંધક અને અન્ય ક્ષાર વગેરેથી મારણ કરવું એ કનિષ્ઠ માર્ગ છે, અને વિરોધી ધાતુઓનું મારણ કરવું એ હાનિકારક છે.

ધાતુઓ પારાના સંયોગથી દોષોનો ત્યાગ કરે છે તથા પારો પણ દોષમુક્ત થાય છે માટે પારદ વગર ધાતુનું મારણ કરવું જોઇએ નહિ.

ભસ્મ પાણી ઉપર તરવા લાગે ત્યારે વિશેષ લાભદાયક બને છે, કારણ કે તેવી ભસ્મ રસ–રક્તાદિ ધાતુઓમાં જલદી મળી જઇ પોતાનો પ્રભાવ જલદી બતાવે છે.

સાવચેતી.—

૧. ૨૦ તોલાથી ઓછી અને ૫૨ તોલાથી વધુ ભસ્મ એકી સાથે ન બનાવવી.

૨. ભસ્મ બનાવવા માટે સંપૂટ મજબુત કરવું જોઇએ. તેમ કરવાથી ભસ્મ થોડા પુટમાંજ વિશેષ મુલાયમ બને છે. ગજપુટ અગ્નિ આપ્યાબાદ સ્વાંગશીતલ ન થાય ત્યાં સુધી સંપુટ કાઢવું નહિ. વહેલું સંપુટ ખોલવાથી, ભસ્મની ગરમ ટીકડીઓને બહારનો ઠંડો વાયુ લાગવાથી ભસ્મ દૂષિત બને છે.

૩. ભસ્મની ટીકડીઓ સુકવવા માટે કલાઈ કરેલી થાળી, એનેમલની થાળી, ચીનાઈ માટીનું વાસણ અથવા માટી કે પત્થરના વાસણનો ઉપયોગ કરવો. તેમ નહિ કરવાથી ભસ્મ દૂષિત બનવાનો સંભવ રહે છે.

૪. જ્યાં સુધી ભસ્મમાં કાચી ધાતુનો અંશ જણાય ત્યાંસુધી લોહ ખરલનો ઉપયોગ કરવો. પત્થરના ખરલમાં કાચી ધાતુઓને ખરલ કરવાથી ખરલ અને ભસ્મ બન્ને ખરાબ થાય છે. તેવીજ રીતે લીંબુનો રસ, લોહ વિરોધી બીજા સ્વરસ અથવા નવસાર વગેરે ક્ષારયુકત ઔષધિ લોહ ખરલમાં ઘુંટવાથી લોહનો કાટ બને છે, જે ઔષધિને દૂષિત બનાવે છે; માટે ખરલનો ઉપયોગ કરવામાં પણ વિચારપૂર્વક કામ કરવું.

## (૧) વાજીકરણુ લોહઃ—

શુદ્ધ ફરાંસીનો ચૂરો ૨૦ તોલા, શુદ્ધ સફેદ સોમલ, શુદ્ધ તપકીયા વરખી હરતાલ, શુદ્ધ ગંધક અને શુદ્ધ પારો એ દરેક ૪-૪ તોલા અને શુદ્ધ કપુર ૨ તોલા લેવું.

નોંધ—પારો હિંગળોકમાંથી ઉડાવેલો લેવો. અશુદ્ધ દ્રવ્યો કદાપી વાપરવાં નહિ. હિંગળોકમાંથી પારો કાઢવાની તથા અશુદ્ધ દ્રવ્યો શુધ્ધ કરવાની રીત પાછળ આપી છે.

પ્રથમ શુદ્ધ ફરાંસીનો ચૂરો ૨૦ તોલા, સોમલ ૧ તોલો અને કપુર ૧॥ માસો (૧૨ રતી) લઇ કુંવારપાઠાના રસમાં એક કલાક ખરલ કરી બે બે તોલાની ટીકડીઓ બાંધી સખત તાપમાં સુકાવવી. બાદ માટીના સંપુટમાં બધ કરી ૫ શેર અડાયાં છાણાંની આંચ આપવી.

બીજી વખત તેજ ચૂરામાં શુદ્ધ હરતાલ એક તાલો, અને કપુર ૧॥ માસે મેળવી કુંવારપાઠાના રસમાં એક કલાક ખરલ કરી પાંચ શેર અડાયાં છાણાંની આંચ આપવી.

ત્રીજી વખત તેજ ચૂરામાં શુદ્ધ ગંધક ૧ તોલો અને કપુર ૧॥ માસો મેળવી કુંવારપાઠાના રસમાં એક કલાક ખરલ કરી આગળ કહ્યા પ્રમાણે ટીકડીઓ બાંધી આગળ પ્રમાણેજ આંચ આપવી

ચોથી વખત તેમાં શુદ્ધ પારો એક તોલો અને કપુર ૧।। માસો મેળવી આગળ પ્રમાણેજ ખરલ કરી તેજ પ્રમાણે આંચ આપવી.

આજ ક્રમથી ૧૬ વાર આજ પ્રમાણે આંચ આપવી. જ્યારે ભસ્મ તૈયાર થઈ જાય ત્યારે ભસ્મને લોખંડની કઢાઈમાં નાખી તેના જેટલાજ વજનમાં બીરબહુટી મેળવી નીચે મંદમંદ આંચ આપવી અને હલાવતા રહેવું. જ્યારે બીરબહુટી બળી જાય ત્યારે ભસ્મને લોખંડના તવાથી ઢાંકી ૩ કલાક તીવ્ર અગ્નિની આંચ આપવી. બાદ સ્વાંગ-શીતલ થયા પછી કાઢી લેવી. આ ભસ્મ પાણી ઉપર તરે છે. ( અ૦ યો૦ )

માત્રા—૪ ચોખાભારથી એક રતી સુધી રોજ સવારે ૪૦ દિવસ સુધી માખણ અથવા મલાઇમાં લપેટી ખાવી. ઉપર સાકર મેળવેલું દૂધ પીવું માત્રા ધીમે ધીમે વધારી એક રતી સુધી લઈ જવી.

ઉપયોગ—નપુંસકતા, સ્વપ્નદોષ, શીઘ્રપતન, પાડુ અને શારીરિક નિર્બળતાને દૂર કરે છે. આ ભસ્મ ફક્ત નપુંસકતા ઉપરજ વાપરવી. આ ભસ્મમાં એવાં દ્રવ્યોની ભાવના આપવામાં આવી છે કે તે વીર્યસ્થાન, શુક્રવાહી-નીઓ અને બીજી નસોને સુદૃઢ બનાવી નપુંસક્તા દૂર કરે છે.

સૂચના—આ ભસ્મનો ઉપયોગ ઉનાળામાં અથવા સખત ગરમી પડતી હોય ત્યારે કરવો નહિ. અતિ તેજ

પિત્ત વાળાઓ ઉપર પણ આનો ઉપયોગ કરવો નહિ. આ ભસ્મનો ઉપયોગ ચાલતો હોય ત્યારે દૂધ, ઘી વગેરે પૌષ્ટિક પદાર્થો પુરતા પ્રમાણમાં લેવા.

આજ પ્રયોગની જાહેર ખબર આપીને શાહજહાં-પુરના શ્યામબિહારીલાલ હજારો રૂપિયા કમાય છે. પ્રયોગ ઉત્તમ છે.

## (૨) હિંગળોકના યોગથી લોહમારણ:—

શુદ્ધ લોહનો બારીક ચૂરો ૪૦ તોલા; અને તેનો બારમો ભાગ રોમીશીંગરફ હિંગળોક મેળવી કુંવારપાઠાના રસમાં બારકલાક ખરલ કરી બે બે તોલાની ટીકડીઓ બાંધી સખત તાપમાં સુકાવવી. ત્યારબાદ માટીના સંપુટમાં બંધ કરી ગજપુટમાં ફુંકવી. આવા બાર ગજપુટ આપવા. હિંગળોક દરેક વખતે નવો મેળવવો. (જો લોહચૂરો બહુ મોટો હોય તો ત્રિફળા, ગોમૂત્ર અને કુંવારપાઠાના રસના ચાર-છ પુટ વધુ આપવા.) છેવટે જાંબુની છાલના ઉકાળાના ત્રણ પુટ આપવાથી ઉત્તમ પ્રકારની લોહ ભસ્મ બને છે.

માત્રા—૧ રતીથી બે રતી સુધી દિવસમાં બે વખત.

અનુપાન—પીપર અને મધ, માખણ-સાકર, ઘી-સાકર, ત્રિફળા, મલાઇ અથવા ચ્યવનપ્રાશાવલેહમાં મેળવી ચાટી જઇ ઉપર સાકર મેળવેલું દૂધ પીવું. જો કબજીઆત થાય તો ત્રિફળાની સાથે સેવન કરવું.

જુદા જુદા રોગો ઉપરનું અનુપાન પાછળ આપ્યું છે. લોહભસ્મના ગુણનું વર્ણન કર્યું છે તે સર્વથી વધુ આ ભસ્મને લાગુ પડે છે.

**(૩) સોમામૃત લોહઃ—**

અગ્નિપુટ આપ્યા વગર આ ભસ્મ તૈયાર થાય છે. તેથી તેને ‘સ્વયમગ્નિ લોહ’ પણ કહે છે. આ રીતે બનાવેલી ભસ્મ જેટલી જુની હોય તેટલી સર્વશ્રેષ્ઠ લાભદાયક બને છે.

વિધિઃ—શુદ્ધ પોલાદનો બારીક ચૂરો ૩૦ તોલા, શુદ્ધ પારદ ૧૦ તોલા; અને શુદ્ધ ગંધક ૨૦ તોલા લેવાં. પહેલાં પારદ અને લોહચૂર્ણને મેળવી કુંવારપાઠાના રસમાં ૬ કલાક ખરલ કરી પાણીથી ધોઇ નાખો. પછી ગંધક મેળવી કજ્જલી કરવી. બાદ બાર કલાક કુંવારપાઠાના રસમાં ખરલ કરી ગોળો બનાવવો.

ત્યારબાદ તે ગોળો એરંડાનાં પત્તાંમાં લપેટી ઉપર સૂતર બાંધી, તાંબાના ડબ્બામાં રાખી, સાંધા ઉપર મજબુત લેપ કરી સૂર્યના તાપમાં છ કલાક રાખવો. પછી અનાજની કોઠીમાં ચાલીસ દિવસ સુધી દબાવી રાખવાથી ભસ્મ તૈયાર થઈ જાય છે. ૪૧ મે દિવસે ભસ્મને કાઢી, કપડેથી ચાળી લેવી. ભસ્મ પાણી ઉપર તરવા લાગે છે.

આ ભસ્મનો ઉપયોગ બીજી વિધિ પ્રમાણેજ છે. શાસ્ત્રમાં ધાન્યના ઢગલામાં ત્રણ દિવસ રાખવા કહ્યું છે, પરંતુ ૪૦ દિવસ રાખવાથી ભસ્મ બરાબર તૈયાર થાય છે.

### (૪) શુદ્ધ લોહ ચૂર્ણ:—

શુદ્ધ લોહચૂર્ણના ચોથા ભાગ જેટલી પારદ-ગંધકની કજ્જલી લઈ એકત્ર કરી પ્રથમ લીંબુના રસમાં બપોર સુધી ખરલ કરવું, પછી કુંવારપાઠાના રસમાં બે પહોર ખરલ કરવું. બાદ ટીકડીઓ બનાવી સુકવી સાધારણ શરાવસંપુટ કરી ગજપુટમાં ફુંકી દેવું. આવા બાર પુટ આપવાથી ભસ્મ તૈયાર થાય છે. ઉત્તમ ભસ્મ બને છે.

### (૫) શુદ્ધ લોહ ચૂર્ણ:—

શુદ્ધ લોહચૂર્ણનો બારમો ભાગ પારદ લોહચૂર્ણમાં મેળવી કુંવારપાઠાના રસની સાથે બે પહોર સુધી ઘુંટી સૂકવી ગજપુટ આપવો. આવા સાત ગજપુટ આપવાથી ઉત્તમ ભસ્મ તૈયાર થાય છે. જો સાત પુટથી વારીતર ભસ્મ ન થાય તો ફરીથી હિંગુલ મેળવ્યા સિવાય કેવળ કુંવારપાઠાના અને ત્રિફળાના ઉકાળાના અલગ અલગ સાત સાત પુટ આપવાથી ઉત્તમ વારીતર ભસ્મ થશે.

### (૬) કુપીપકવ લોહ:—

લોહચૂર્ણ, નવસાર અને પારદગંધકની કજ્જલી એ ત્રણે સમભાગ લેવાં. તેમને એકત્ર કરી કુંવારપાઠાના રસમાં ૮–૧૦ કલાક ખરલ કરી સૂકાવી લેવાં. પછી આતશી શીશીમાં ભરી વાલુકાયંત્રમાં ભરી ૮ પહોર સુધી ખૂબ તેજ આંચ આપવી. જ્યારે સ્વાંગશીતલ થાય ત્યારે ભસ્મ કાઢી લઇ કામમાં લેવી

અથવા

'રસાયન સાર'માં નીચે પ્રમાણે વિધિ છે:—

૧૦ તોલા શુદ્ધ પારો અને ૧૦ તોલા શુદ્ધ ગંધક લઈ બન્નેની કજ્જલી કરવી. બાદ તેને કુંવારપાઠાના રસની એક ભાવના આપી તેમાં શુદ્ધ લોહચૂર્ણ ૧૦ તોલા મેળવી દેવું. બાદ સઘળાંની એક ટીકડી બનાવી, તાપમાં સૂકવી, નલીકા ડમરૂયંત્રમાં રાખી ભઠ્ઠી અથવા ચૂલા ઉપર રાખી મંદ, મધ્યમ, તીવ્ર ક્રમથી ૮ પહોર સુધી આંચ આપવી. સ્વાંગશીતળ થયા બાદ ઉપરની હાંડીમાંથી રસસિંદુર કાઢી લેવું, અને નીચેની હાંડીમાંથી લોહભસ્મ કાઢી ફરીથી અગાઉની માફકજ ૧૦ તોલા પારો અને ૧૦ તોલા ગંધકની કજ્જલી મેળવી કુંવારપાઠાના રસની અને આકડાના દૂધની એક એક ભાવના આપી ટીકડી બનાવી અગાઉની માફકજ ૮ પહોર આંચ આપવી. આવી રીતે ત્રણ વખત કરવાથી ઉત્તમ લોહભસ્મ તૈયાર થાય છે. આવી રીતે ભસ્મ કરવામાં ૩૦ તોલા પારદ જોઈએ છીએ તેનું રસ સિંદુર તૈયાર થાય છે. આમ એક પંથ અને બે કાજ થાય છે.

આ સંબંધી વિશેષ હકીકત પાછળનાં પાનમાં જુઓ.

(૭) સ્વયમગ્નિ લોહ:—

(અ) શુદ્ધ લોહચૂર્ણ ૧ ભાગ, ગંધક અર્ધો ભાગ તથા લોહચૂર્ણના ચોથા ભાગે પારદ લઈ એ ત્રણેને એકત્ર

કરી, કુંવારપાઠાના રસની સાથે ઘુંટી કાંસાના પાત્રમાં સંપૂટ કરી સૂર્યના પ્રખર તાપમાં રહેવા દેવું. ત્રણથી ચાર દિવસમાં આ ભસ્મ તૈયાર થઇ જાય છે.

(आ) શુદ્ધ લોહચૂર્ણની સમભાગ શુદ્ધ ગંધક એકત્ર ખરલ કરી ટિકડી બનાવી લોહના સંપૂટમાં બંધ કરી છાયામાંજ રાખવું. ત્રણ માસમાં આપોઆપ ભસ્મ તૈયાર થઇ જશે.

(इ) શુદ્ધ લોહચૂર્ણ અને નવસાર સમભાગ એકત્ર કરી તેમાં ઉષ્ણ પાણી મેળવી મોટા વસ્ત્રમાં બાંધી લટકાવી દેવું. એક પહોર પછી તે પોટલીને હાથથી ખૂબ મસળવી. થોડીવારમાંજ વારીતર લોહભસ્મ તૈયાર થઇ જશે. જેની યોજના વિચારપૂર્વક કરવાથી કેટલાએ રોગોમાં ફાયદો કરે છે.

## (૮) એકજ પુટથી બનતી લોહઃ—

(क) એક શેર ત્રિફળાકવાથ અને એક શેર ગોમૂત્ર બન્નેને એકત્ર કરી ખૂબ ઉકાળવું અથવા બે શેર ત્રિફળાકવાથને એટલો ઉકાળવો કે ઉકાળતાં ઉકાળતાં જાડો થઈ જાય. તેની સાથે શુદ્ધ લોહચૂર્ણ ઘુંટી ટીકડી બાંધવી. તાપમાં સૂકવી શરાવસંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો. આ વિધિથી એકજ પુટમાં ઉત્તમ લોહ ભસ્મ બને છે.

(ख) શુદ્ધ લોહચૂર્ણ, કલમીશોરો, અને શુદ્ધ ગંધક ત્રણે સમભાગ અથવા લોહચૂર્ણ ૨૦ તોલા, કલમીશોરો ૪ તોલા અને શુદ્ધ ગંધક ૪ તોલા લઈ એકત્ર કરી,

કુંવારપાઠાના રસમાં બાર કલાક ખરલ કરી ગોળો બનાવી, સૂકવી ઉપર એરંડાનાં પત્તાં લપેટી સારી રીતે કપડમાટી કરી ગજપુટમાં ફુંકવી. સ્વાંગશીતલ થયેથી કાઢી લેવું. સિંદુરીયા રંગની જલતરણુ ભસ્મ થશે.

એક વખતના પુટથી ઉત્તમ વારીતર ભસ્મ ન થાય તો ત્રણ વખત બીજા ગજપુટ આપવાથી ઉત્તમ ભસ્મ થઇ જાય છે.

(ગ) શુદ્ધ લોહચૂર્ણને દાડમનાં પાનના સ્વરસની સાત ભાવનાઓ આપવી. દરેક ભાવના આપ્યા પછી સખત તાપમાં સૂકવવી; અથવા દાડમનાં પાનના સ્વરસની સાથે લોહચૂર્ણ ઘુંટી ચૂર્ણને માટીના પાત્રમાં ભરી ઉપર વસ્ત્ર ઢાંકી તાપમાં રાખવું. આવું સાત વખત કરવું. બે વખત ગજપુટ અગ્નિમાં ફુંકવાથી ઉત્તમ લોહભસ્મ થાય છે.

(ઘ) શુદ્ધ લોહચૂર્ણને બ્રાહ્મીનાં પાનની લુગદીમાં રાખી ગોળો કરી ઉપરથી સારી રીતે કપડમાટી કરી ગજ-પુટમાં ફુકી દેવું. બાદ સ્વાંગ શીતલ થયા પછી અંદરથી ચૂર્ણ કાઢી દાડમનાં પાનના સ્વરસમાં ડુબાડી ૧૫ દિવસ સુધી સખત તાપમાં રાખી મુકવી. બાદ કુંવરપાઠાના સ્વરસ સાથે ઘુંટી ગોળો બનાવી ગજપુટ આપવાથી ઉત્તમ ભસ્મ થાય છે.

(ડ) કાંસાના વાસણમાં લીંબુનો રસ અને હીરાકસીનું ચૂર્ણ એકત્ર કરી ઓગાળી તેમાં ફરાંસીની તલવાર અથવા

અન્ય હથિયારના ટુકડા ડુબાડી સખત તાપમાં મૂકવા. રસ સૂકાઈ જાય એટલે નવો નાખતા જવું. વારંવાર કેટલાક દિવસ સુધી આમ કરવાથી લોહના ટુકડા તૂટી જઇ તેનો ચૂરો બની જશે. તેને ખરલ કરી ઝીણા કરી લેવા. બાદ ત્રિફળા કવાથની સાથે ખરલ કરી શરાવસંપૂટ કરી ગજપુટમાં ફુંકી દેવું. પાણી ઉપર તરે તેવી ઉત્તમ ભસ્મ થતા સુધી પુટ આપતા જવું. વારિતર થયા બાદ તેમાં સમભાગ પારદ ગંધકની કજ્જલી મેળવી તથા તાંબાના સંપૂટમાં બંધ કરી અનાજના ઢગલામાં ત્રણ દિવસ સુધી રાખી મુકવું. બાદ કાઢી લઇ ઉપયોગમાં લેવી. આ અતિ ઉત્કૃષ્ટ ગુણ આપનારી ભસ્મ બને છે.

નોંધ—જ્યાં ત્રિફળા કવાથનો પ્રયોગ કરવાનો હોય ત્યાં ત્રિફળા લોહની સમાન ભાગ લેવાં અને પાણી ત્રિફળાથી આઠગણું લેવું. જ્યારે આઠ ભાગનું બાકી રહે ત્યારે ઉતારી કામમાં લેવું.

(૧૦) લોહનો ચૂરો તાંબાના વાસણમાં નાખી જાંબુની અંતર્છાલના રસમાં ડુબાડી રાખીને સાત દિવસ તડકે રાખવાથી ઉત્તમ સૂર્યપુટી ભસ્મ થાય છે.

(૧૧) લોહચૂરો ૧ તોલો, પારો ૧ તોલો, આકડાનું દૂધ ૧ તોલો અને લીંબુનો રસ ૧ તોલો, એકત્ર ઘુંટી ટીકડી કરી એક છાણું કોચી તેમાં મૂકી ઉપર બીજું છાણું મૂકી અગ્નિ આપવો. ફરીથી ઘુંટયા વિના બીજાં બે છાણાંમાં અગ્નિ આપવો, તો રાતી ભસ્મ બરાબર ૨ તોલા થશે.

(૧૨) લોહનો અતી બારીક શુદ્ધ ચૂરો ૨૦ તોલા લઇ એનેમલના વાસણમાં અથવા કાચના વાસણમાં નાખી ઉપરથી હિંગળોક ૮ માસા ખૂબ બારીક કરી નાખવો. બાદ તેમાં ગાયનું દૂધ એટલું નાખવું કે દવાથી દૂધ ૪ આંગળ ઉપર રહે. બાદ એ કટોરાને જેઠ અષાડના કડક તાપમાં પાંચ સાત દિવસ રહેવા દેવો.

જયારે દૂધ સુકાઈ જાય ત્યારે સુકાયેલી તમામ ભસ્મને બારીક ઘુંટી પાણી ઉપર નાખી જોવી. તે જરૂર તરશે. જો ન તરે તો ફરીથી આગળ કહ્યા પ્રમાણેની ક્રિયા કરવી; બાદ કામમાં લેવી.

સન્ત કરતારસિંહ, વૈદ્યશાસ્ત્રી,
બનારસ સીટી.

(૧૩) પોલાદના શુદ્ધ બારીક ચૂરાને બાવળના પૈડાના રસમાં બાર કલાક સુધી ખરલ કરી ગજપુટ આપવો. આવા દસ ગજપુટ આપવાથી લાલ–નીલા રંગની મુલાયમ જલતર ભસ્મ તૈયાર થઈ જાય છે. આજ વિધિથી ગોમૂત્રમાં, અને જાંબુની છાલના ઉકાળામાં પણ ભસ્મ બનાવી શકાય છે.

(૧૪) શુદ્ધ પોલાદના ચૂર્ણને લીલાં આમળાંના રસમાં ખરલ કરી સૂર્યના તાપમાં મૂકવું. સૂકાયા બાદ બીજે દિવસે ફરીથી ખરલ કરી તાપમાં મૂકવું. પાણી ઉપર તરે એવી બારીક ભસ્મ થાય ત્યાં સુધી આજ પ્રમાણે પુટ આપતા રહેવું. ઉનાળાના દિવસમાં આશરે ૧૫ દિવસમાં

આ ભસ્મ તૈયાર થઇ જાય છે. આવી જ રીતે શેરડીના રસમાં અથવા જાંબુના સીરકામાં પણ ભસ્મ તૈયાર કરી શકાય છે.

(૧૫) **લોહરસાયનઃ—**

શુદ્ધ પોલાદનું ચૂર્ણ ૧ શેર અને ૮ શેર લીલાં આમળાંનો રસ મેળવી એક ચીનાઈ માટીની બરણીમાં ભરી પેક કરી જમીનમાં બરણી દાટી દેવી. એક વરસ પછી કાઢવાથી પોલાદ ભસ્મ તૈયાર થઈ જાય છે. આ ભસ્મને લોહરસાયન કહે છે.

(૧૬) શુદ્ધ પોલાદનો ચુરો ૧૦ તોલા તથા કલમી શોરો ૧૦ તોલા લઈ કુંવારપાઠાના રસમાં મેળવી ચીનાઈ માટીના વાસણમાં સંપૂટ કરી ૧ મહિના સુધી રહેવા દેવું. બાદ ૧૦ તોલા આસગંધનું ચૂર્ણ મેળવી કુંવારપાઠાના રસમાં ખરલ કરી ગોળો બાંધી તાપમાં સુકાવી લેવો. ત્યાર બાદ ચારે તરફ એરંડાનાં પત્તાં લપેટી નાની હાંડલીમાં નાખી ઉપર નાની આંગળી જઇ શકે એવા મોટા છેદવાળું ઢાંકણું રાખી મજબૂત કપડમાટી કરી દેવી. સુકાયા બાદ હાંડીને ચુલા ઉપર ચઢાવી બાર કલાક તેજ આંચ આપવાથી ઉત્તમ ભસ્મ બની જાય છે. સ્વાંગ-શીતલ થયા બાદ ભસ્મ કાઢી કઢાઇમાં તપાવવી, જેથી ક્ષાર અને આસગન્ધની ભસ્મ ઉડી જશે. પછી ખરલ કરી ૪–૬ કલાક પાણીમાં પલાળી પાણીને કપડેથી ગાળી લેવું. ગાળવાથી થોડી કાચી ભસ્મ રહી હશે, તે કપડા ઉપર રહી જશે; અને પાકી ભસ્મ પાણીમાં મળી જશે.

થોડા વખત પછી ભસ્મ પાણીમાં તળીએ બેસી જાય ત્યારે સંભાળીને પાણી બહાર કાઢી નાખવું. આવી રીતે બેત્રણ વખત પાણી મેળવી કાઢી નાખવાથી ક્ષાર જુદો થઈને શુદ્ધ ભસ્મ બાકી રહે છે. આ ભસ્મને તવા ઉપર રાખી ગરમ કરી લેવાથી લાલ રંગની મુલાયમ ભસ્મ બની જાય છે. પાણી ઉપર તરે છે.

નિરુત્થાન—તૈયાર થએલી ભસ્મ અને ગંધક સમભાગ લઈ કુંવારપાઠાના રસમાં એક દિવસ ખરલ કરી કુલડીમાં નાંખી કપડમાટી કરી ગજપુટ આપવો. આ પ્રમાણે સર્વ જાતની લોહભસ્મોનું નિરુત્થાન કરવું.

**લોહભસ્મ પરીક્ષાઃ—**

લોહભસ્મ લઈ મિત્રપંચકમાં મેળવી મુસમાં ભેળવી ઘણી તેજ આંચમાં ફુંકવી. જો તેમાં લોઢાની બાજરી જેવી કણીઓ ન થાય તો ભસ્મ પરિપક્વ થઈ સમજવી. આવી નિરુત્થ અને પાણી ઉપર તરે એવી ભસ્મજ ઉપયોગમાં લેવી.

મિત્રપંચકની વિધિઃ—"ઘી, મધ, ટંકણખાર, ચણોઠી અને ગોળ એઓની સાથે જે ધાતુને સજીવન કરવી હોય તેને મેળવી ગોળી બનાવી મુસમાં મૂકી આંચ આપવી. એટલે જે ધાતુ હશે તે ફરી જીવતી થશે.

( યોગચિંતામણી. )

**લોહભસ્મનું સેવન કરનારને અપથ્ય :—**

કોળું, કંટારું, તલનું તેલ, લસણ, રાઈ, દારૂ, ખાટા

પદાર્થ, અડદ, કળથી, કારેલાં, માછલી વગેરે વસ્તુઓનો ત્યાગ કરવો.

**અશુદ્ધ લોહભસ્મનું સેવન કરવાથી થતા દોષઃ—**

- ષંઢત્વ, કોઢ, હૃદયરોગ, શૂળ, પથરી અને બીજા અનેક રોગ ઉત્પન્ન થાય છે. પારા સિવાય અથવા અભ્રક સિવાય લોહનું શરીરમાં એકત્વ થતું નથી, માટે લોહને પારો અને અભ્રકના સંસ્કાર કરવા.

**લોહભસ્મનાં અનુપાનઃ—**

૧. જીર્ણજ્વર ઉપર—મધ અને પીંપરમાં.

૨. શ્વાસ ઉપર—સુંઠ, મરી, પીપર અને મધમાં.

૩. સર્વ જાતના વાયુ ઉપર—નગોડના રસમાં.

૪. પ્રમેહ ઉપર—

(अ) હરડે અને ગોખરૂ બે બે માસા, એખરો ચાર માસા, તથા સાકર છ માસાની સાથે આપવી. ઉપરથી ઠંડુ પાણી પાવું.

(ब) બે માસા ત્રિફળાના ચૂર્ણની સાથે મેળવી મધ સાથે આપવી. ઉપર ગળોનો સ્વરસ પાવો.

૫. પથરી ઉપર—મધ સાથે. ઉપર ૪ તોલા ગોખરૂનો ઉકાળો પાવો.

૬. કફવાળા શ્વાસ ઉપર—રસસિંદૂર અને સાકર સાથે અથવા ત્રિકટુ અને મધ સાથે.

૭. ખસ અને ખુજલી ઉપર—આંબળાં, સાકર અને લીમડાનાં પંચાંગની સાથે ૨૧ દિવસ સુધી. ૩–૩ રતી દિવસમાં બે વખત આપવી.

૮. પાન્ડુમાં—(क) લોહભસ્મને ૭ દિવસ સુધી ગોમૂત્રમાં ખરલ કરી ૩–૩ રતી દિવસમાં બે વખત દૂધની સાથે આપવી.

(ख) સાતોડીના રસમાં અથવા નાગરમોથના ચૂર્ણની સાથે ખવરાવી ઉપર ખેરની છાલનો ઉકાળો પાવો.

૯. સર્વાંગ શૂળમાં—શંખભસ્મ અને સાકરની સાથે આપી ઉપર સહેજ ગરમ પાણી પાવું.

૧૦. ઉદરશૂળ ઉપર—ગોમુત્રમાં પકાવેલી નાની હરડેનું ચૂર્ણ અને ગોળની સાથે આપવી. ઉપર સહેજસાજ ગરમ પાણી પાવું.

૧૧. રક્તપિત્ત ઉપર—તજ, તમાલપત્ર, ઇલાયચી, નાગકેસર અને સાકર સાથે.

અથવા

આમળાં, પીપર અને સાકર સાથે મેળવી આદુના રસ સાથે આપવી.

૧૨. મૂત્રકૃચ્છ—શિલાજીત સાથે આપવી.

૧૩. મંદાગ્નિ ઉપર—નાગરવેલના પાન સાથે.

૧૪. રસાયન ગુણ માટે—ત્રિફળા અને મધ સાથે.

૧૫. બલવૃદ્ધિ માટે—પૂનર્નવાનું ચૂર્ણ અને ગાયના દૂધની સાથે.

૧૬. પાંચે પ્રકારની ખાંસી—અરડુસીનાં પાન, પીપર, મુનક્કા અને મધની સાથે.

**ઉપયોગઃ—**

आयुः प्रदाता बलवीर्य्यकर्त्ता
रोगापहर्त्ता मदनस्य कर्त्ता
अयः समानं न हि किञ्चिदस्ति
रसायनं श्रेष्ठतमं नराणाम् ॥

લોહભસ્મ આયુષ્યવર્ધક, બળ અને વીર્યને વધારનાર રોગોનો નાશ કરનાર અને કામોત્તેજક ગુણવાળી છે. આ લોહભસ્મના સમાન ઉત્તમ રસાયન રૂપ બીજી એક પણ ઔષધિ મનુષ્યો માટે નથી.

લોહભસ્મના સેવનથી લોહીમાં રહેલા રક્તકણ વધે છે. રક્તનું પાતળાપણું દૂર થાય છે. પાંડુરોગને માટે લોહભસ્મ પ્રસિદ્ધ ઔષધ છે. આંતરડાંમાં ઉત્પન્ન થનારા કેટલાક જંતુઓથી એક પ્રકારના પાંડુરોગની ઉત્પત્તિ થાય છે. એવા પાંડુરોગમાં લોહભસ્મ, વાવડીંગ અને ઈજમેટનાં ફૂલ (થાઈમોલ) ની સાથે આપવાથી બહુ ઉત્તમ કાર્ય કરે છે.

વાયુના વિકારને લીધે જે તીવ્ર વેદના ઉત્પન્ન થાય છે, તેની શાંતિ કરવામાં વાજીકરણ લોહભસ્મ અને હિંગળોકથી મારણ કરેલી લોહભસ્મ બહુ ઉપયોગી છે.

પ્રમાણ કરતાં વધુ રક્તસ્રાવ થવાથી શિરા, મસ્તિષ્ક અથવા અંદરના બીજા અવયવોમાં શૂન્યતા આવી જવી, તથા ગભરાટ, નિર્બળતા, ચક્કર વગેરે લક્ષણો દેખાય

ત્યારે લોહભસ્મનું સેવન બહુ ઉપયોગી થઈ પડે છે. જો આજ ઉપદ્રવ રક્તપિત્તમાં થતા હોય તો લોહભસ્મ રતાંજળીના ઉકાળાની સાથે આપવાથી અથવા લોહાસવનું સેવન કરવાથી બહુ લાભ થાય છે.

પિત્તપ્રકોપ થવો, જેમાં આંખો લાલ થઈ જતી હોય, મોં અને હાથપગ ઉપર તરત પરસેવો આવી જતો હોય, શરીરનું લાલ થઈ જવું, થોડા સમય બાદ ગભરાટ થઈ શરીરનું નિસ્તેજ અને ગરમ થઇ જવું; આખા શરીરમાં લોહીનું બહુ ઝડપથી વહેવું, હૃદયની ગતી અને નાડીના વેગમાં વૃદ્ધિ થવી વગેરે પિત્તપ્રકોપનાં લક્ષણ દેખાવા ઉપર લોહભસ્મ ઉત્તમ પ્રકારે અને જલદી કામ કરે છે.

પિત્તાશયને જોઈએ તેટલું લોહી નહિ મળવાથી, અથવા પિત્તના પ્રમાણમાં કમી થઇ જવાથી અપચો, આફરો, વારંવાર ખાટા અને ખરાબ ઓડકાર આવવા, પિત્ત કફ મિશ્રિત થોડી થોડી ઉલટી થવી ઈત્યાદિ વિકારો ઉપર લોહભસ્મ બહુ ઉપયોગી છે.

ઝાડા અથવા ગ્રહણી રોગમાં ગ્રહણીકલા અને પકવાશય અશક્ત થઈ જવાથી વારંવાર, દુર્ગંધવાળા, સફેદ અથવા મેલા રંગના જુલાબ અનાયાસ થતા રહે છે. એવા ઝાડામાં લોહભસ્મનો શક્તિવર્ધક દવા તરીકે ઉપયોગ થાય છે.

રક્તાર્શમાં લોહી પડવાની શરૂઆત થાય ત્યારે લોહભસ્મનો ઉપયોગ કરવો નહિ; છતાં પણ અર્શમાં

લોહી ઘણુંજ ગયા બાદ હૃદયવ્યથા, સોજા, ફીકાશ વગેરે લક્ષણ દેખાય ત્યારે હિંગળોકના યોગથી બનેલી લોહભસ્મનો ઉપયોગ બહુ લાભકારક થઈ પડે છે.

લોહભસ્મ કષાયત્વ ગુણવાળી હોવાથી કફનાશક છે. હૃદયવ્યથા સાથે શ્વાસ હોય તો લોહભસ્મ બહુ ઉત્તમ ગુણ આપે છે. છાતીમાં ખૂબ શ્વાસ ભરાયેલો હોય, સાથે નિસ્તેજતા, બેચેની અને નાડી તેજ હોય તો લોહભસ્મનું સેવન અત્યંત લાભકારક છે.

લોહભસ્મ સર્વાંગ સોજાના વિકારમાં અત્યન્ત ઉપયોગી દવા છે. પાચનશક્તિની નિર્બળતા, અથવા સર્વત્ર ધાતુ પરિશોષણ ક્રમની અશક્તિને લીધે શરીરમાં સેન્દ્રિય વિષનો સંચય થતો રહે છે. આ ઝેર લોહભસ્મના સેવનથી નષ્ટ થાય છે.

કોઇપણ મોટા રોગથી મુકત થયા પછી શક્તિ બહુ ઓછી થઇ જાય છે. આ અશક્તિ લોહભસ્મના સેવનથી બહુ જલદી મટી જાય છે. ખાસ કરીને લોહની અશક્તતાને લીધે નિર્બળતા આવી હોય, તો લોહભસ્મનો નિઃસંદેહ ઉપયોગ કરવો.

લોહભસ્મ રસાયણ છે. જેથી સર્વ ઇંદ્રિયો અને ઘટક ઉત્તમ પ્રકારે પુષ્ટ થાય છે. આ ભસ્મ રસાયણ વિધાનથી અર્થાત્ કેટલાક દિવસ સુધી ચઢતા ઉતરતા ક્રમમાં સેવન કરવાથી શરીરમાં અજબ ફેરફાર કરે છે.

લોહભસ્મ શિલાજીત, અભ્રક ભસ્મ, અથવા ત્રિફળા, એમાંની કોઇપણ એક ઔષધિ સાથે સેવન કરવાથી રસાયણ ગુણ કરે છે.

લોહભસ્મ મોટા માણસને માટે ઉપયોગી છે અને નાનાં બચ્ચાંને માટે મંડુરભસ્મ ઉપયોગી છે. નિરોગી માણસને વગર કારણે નિર્બળતાનું ભાન થતું હોય તો લોહભસ્મનું સેવન કરાવવું જોઇએ. આ દૃષ્ટિથી શાસ્ત્રકારોએ લોહભસ્મને મન અને શરીરથી નિરોગી માણસને માટે દીર્ઘાયુ પ્રાપ્ત કરાવનારી ઉત્તમ રસાયન ઔષધિ કહી છે તે યોગ્યજ છે

લોહભસ્મ અંડકોષોને શક્તિ આપે છે. અંડકોષની નિર્બળતાથી આવનારી નપુંસકતા અને હીનવીર્યતા લોહભસ્મના સેવનથી દૂર થાય છે. તે સિવાય સઘળી ધાતુઓ શુદ્ધ અને પુષ્ટ થવાથી શરીરની કાન્તિ વધે છે; અને સઘળા અવયવ બળવાન બને છે. ખાસ કરીને પેટ બળવાન થવાથી સેન્દ્રિય વિષનો પ્રભાવ બહુ ઓછો પડે છે.

## ૧. અમૃતાર્ણવ લોહ.

ત્રિકટુ, ( સુંઠ, મરી, પીપર ) ત્રિફલા, અને લોહભસ્મ એ ત્રણેને સમભાગ લઇ ચૂર્ણ કરવું. બાદ એ સઘળી દવાઓથી અર્ધું શુદ્ધ શિલાજીત મેળવી ગળોના રસની સૂર્યના તાપમાં ત્રણ ભાવનાઓ આપવી. બાદ તેને ઘીમાં ઘુંટી લેવું.

માત્રા—૧ માસો, મધમાં મેળવી બે વખત ખાવી.

ઉપયોગ—અઢાર પ્રકારના કોઢ, કઠણુથી કઠણુ વાત-રક્ત, બવાસીર, સર્વપ્રકારના પ્રમેહ અને ઉદર રોગ નાશ પામે છે. (ર. ર.)

## ૨. અયોભસ્મ યોગ.

લોહભસ્મમાં નાગરમોથનું ચૂર્ણ મેળવી ખેરના ઉકાળાની સાથે પીવાથી હલીમક રોગ મટી જાય છે. માત્રા–૧ વાલ બે વખત. (નિ. ર.)

## ૩. અયોમોદક.

લોહભસ્મ, તલ અને ત્રિકટુ સર્વને બરાબર લઇ તથા સર્વની બરાબર સુવર્ણ–માક્ષિક ભસ્મ મેળવી મધમાં ગોળીઓ વાળી મૂકવી. (ચણા બરાબર).

માત્રા-દિવસમાં બે વખત યોગ્ય અનુપાનથી.

ઉપયોગ-અસાધ્ય જેવો પાંડુ પણ સારો થાય છે.

## ૪. કાન્તભસ્મ યોગ.

કાન્તલોહની ભસ્મ ૩ રતી મધની સાથે ચટાડી ઉપર દશમૂળનો ઉકાળો પાવાથી પાંચે પ્રકારની હેડકી દૂર થાય છે. (ર. સુ.)

## ૫. કૃષ્ણાદ્ય લોહ.

લીંડી પીપર, હરડે, લોહભસ્મ, એ ત્રણે સમભાગ મેળવા તેમાંથી એક એક માસાની માત્રાથી મધ અને ઘીની સાથે ચાટવાથી પરિણામ શૂલનો તત્કાલ નાશ થાય છે. (વૃ. મા.)

## ૬. ગગનાયશ ચૂર્ણ.

ત્રિકટુ, તજ, પત્રજ, ઇલાયચી, લવીંગ, જાયફળ, વંશલોચન, કચુર, કાકડાસીંગી, આસગન્ધ, દાડમની છાલ એ સર્વ સમભાગ લઇ સર્વની બરાબર લોહભસ્મ અને અભ્રક ભસ્મ તથા તે સર્વની બરાબર સાકર મેળવી રાખી મૂકવું.

માત્રા—પા તોલાથી અર્ધો તોલા સુધી રોગ પ્રમાણેના અનુપાનથી આપવી.

ગુણ—પાંચ પ્રકારની ખાંસી, અરૂચિ, મન્દાગ્નિ, પ્રમેહ, સ્વરભેદ, એ સર્વ દૂર થાય છે; અને ઉત્તમ વાજીકરણ છે. (રસાયન સં.)

## ૭ ગુડલોહ.

ફરાંસીનો બારીક ચૂરો લઇ તપાવી ત્રિફળાના ઉકાળામાં બુઝાવવો. આવી રીતે સાતવાર કર્યા બાદ ત્રિફળાના કાઢામાં તે ચૂરાને છ-સાત રોજ ઘુંટાવવું. તેમાંથી ૪ તોલા ચૂર્ણ લઈ તેમાં ત્રણ વર્ષનો જુનો ગોળ ૧૬ તોલા મેળવી સખત તાપમાં ૫ દિવસ સુધી ઘુંટાવવું. બાદ આ ચૂર્ણને સુકાવી દેવું.

માત્રા—આમાંથી ૦ા તોલો ચૂર્ણ લઇ ત્રિફળાના અષ્ટમાંશાવશેષ ઉકાળામાં નાખી જ્યારે જાડું થઇ જાય ત્યારે ઉતારી ચટાડવું. બપોરના યોગ્ય ભોજન આપવું. સાંજના ખાવું નહિ. ચાર વાગ્યા પહેલાં ખાવાનું આપી દેવું. આવી રીતે લાંબો વખત સેવન કરવાથી સર્વ રોગો મટે છે. ખાસ કરીને યકૃત્, બરોળ, ગોળો વગેરે મટાડે છે. (રસયોગ સાગર.)

## ૮. ગુડૂચી લોહ.

ગળોસત્ત્વ, ત્રિકટુ (સુંઠ, મરી, પીપર), ત્રિફળા (હરડે, બેઢાં, આમળાં) ત્રિજાત (તજ, પત્રજ, ઇલાયચી) એ સર્વ સમભાગ લઇ કૂટી કપડછીન કરી સર્વની બરાબર લોહભસ્મ મેળવી એકઠું કરી રાખી મૂકવું. આમાંથી ૧ માસો વાતરક્ત નાશક અનુપાનની સાથે ખાવાથી અસાધ્ય વાતરક્ત પણ સારો થાય છે.

## ૯. ત્રિકટવાદિ લોહ.

ત્રિકટુ, ત્રિફલા, કુટકી, લોહભસ્મ એ સર્વ સમભાગ લઇ કૂટી કપડછીન કરી મેળવી રાખી મૂકવું. એમાંથી ૧-૧ માસાની માત્રાથી ત્રિફળાના હિમ અથવા ઉકાળા સાથે આપવાથી મન્દાગ્નિ અને સોજાને દૂર કરે છે.

(ના. વિ.)

## ૧૦. ત્રિફલા લોહ.

ત્રિફલા, નાગરમોથ, વાવડીંગ, સાકર, લીંડીપીપર, અંઘેડાનાં બી એ. દરેકમાંથી ગમે તે એકની સાથે લોહ ભસ્મનું યોગ્ય માત્રામાં સેવન કરવાથી ભસ્મક રોગ નાશ પામે છે. (ર. સં.)

## ૧૧. ત્રિફલા લોહ.

ત્રિફલાચૂર્ણ અને લોહભસ્મ એ સમભાગ મેળવી દૂધની સાથે સેવન કરાવવાથી શૂલ તરતજ મટે છે.

## ૧૨. ત્રિફલા લોહ.

ત્રિફલા, લોહભસ્મ, શિલાજીત અને હરડે એ સમભાગ લઇ મેળવી રાખી મધની સાથે સેવન કરવાથી સમસ્ત પ્રમેહ રોગોનો નાશ થાય છે. (ટો.)

## ૧૩. ત્રિફલા લોહ.

ત્રિફલા, લોહભસ્મ, વાવડીંગ, શિલાજીત, નાગરમોથ, ચિત્રક, સુવર્ણમાક્ષિક ભસ્મ, એ સર્વ સમભાગ લઇ ઘુંટી કપડેથી ચાળી શીશીમાં ભરી રાખવી. એમાંથી એક માસાથી ૦। તોલા સુધીની માત્રામાં મધની સાથે ચાટવાથી શરીર દૃઢ કરે છે. મંદાગ્નિ અને કૃશતાને દૂર કરે છે. (ના. વિ.)

## ૧૪. ત્રિફળા લોહ.

ત્રિફલા, શતાવરી, ત્રિકટુ, બલા, નાગબલા, એ સર્વ સમભાગ લઇ બધાની બરાબર લોહભસ્મ મેળવી ઘુંટી ચાળી રાખી મૂકવું. એમાંથી અવસ્થોચિત માત્રાથી મધ અને ઘીની સાથે ચટાડવાથી તે સમસ્ત ઉપદ્રવો મટાડે છે.

લો. પ.

## ૧૫. ત્રિફલા લોહ.

લોહભસ્મ, બન્ને હળદર, ત્રિફલા, કુટકી સર્વ સમભાગ લઇ ઘુંટી કપડછાન કરી રાખી મુકવું. તેમાંથી ૦।-૦। તોલાની માત્રાથી મધ અને ઘીની સાથે આપવાથી પ્રમેહ, કમળો, બરોળ, જીર્ણજ્વર, કલેજાનો વિકાર વગેરે મટે છે. (ચ. સં.)

## ૧૬. ત્ર્યૂષણાદિ લોહ.

ત્રિકટુ, ત્રિફલા, ચવ્ય, ચાર લવણ (સિંધવ, સમુદ્ર, બીડ, સંચળ), અભ્રકભસ્મ, બાવચીબીજ અને લોહભસ્મ એ સર્વ સમભાગ લઈ મેળવી રાખવું. એમાંથી ૧ માસાથી ૩ માસા સુધીના પ્રમાણમાં લઈ મધ અને ઘીની સાથે ચાટવાથી અત્યન્ત સ્થૂલતા, મંદાગ્નિ, બલ અને વર્ણની હાનિ, પ્રમેહ, કોઢ એ સર્વ મટાડે છે. એમાં બહુ પરહેજીની જરૂર નથી. (ર. ર.)

## ૧૭. દણ્ડિ લોહ.

ત્રણ તોલા ત્રિફલા લઈ ૪ પલ પાણીમાં ઉકાળી એક પલ બાકી રહે ત્યારે મસળી ગાળી લેવું. બાદ તેને લોખંડની કઢાઇમાં નાખી તેમાં શક્તિ પ્રમાણે ૧ રતીથી ૩ રતી સુધી લોહભસ્મ નાખી લોખંડના ડંડાથી બે પહોર સુધી ઘુંટવું. જ્યારે જાડુ થઇ જાય ત્યારે રોગીને પાઇ દેવું. તે પચ્યા પછી હલકું ભોજન આપવું. એવી રીતે રોજ બે વખત આપવું. ગુણ—ગ્રહણી, ઝાડા, મન્દાગ્નિ, અજીર્ણ, જ્વર, ગોળો, ઉદાવર્ત, ખાંસી, શ્વાસ, ક્ષય, કૃમિ અને ખાસ કરીને અસાધ્ય જેવી સંગ્રહણીનો નાશ કરે છે.

(રસાયન સંગ્રહ.)

## ૧૮. દણ્ડિ લોહ.

એક પલ ગોમૂત્ર અથવા પાણીને લોખંડની કઢાઈમાં નાખી ૧ તોલો હરડેનું ચૂર્ણ અને એક તોલો બારીક લોહ

ચૂર્ણ મેળવી લોખંડના ડંડાથી અર્ધો પહોર સુધી ઘુંટવું. પાણી સૂકાઇ જાય એટલે એક તોલો પાણી બીજું નાખવું. એવી રીતે ત્રણ વખત ૧-૧ તોલો પાણી સુકવી ૧ પલ પાણી બીજું નાખી તેમાંથી જેટલું પાણી વાસણને નમાવતાં નીકળી આવે તેટલું કાઢી લઇ પી જવું. અને બાદ બીજું એક પલ પાણી નાખી રહેવા દેવું. ફરીથી તેને અર્ધો પહોર ઘુંટી સંધ્યાકાળે પી જવું. બાદ તે વાસણમાં ૧ તોલો હરડેનું ચૂર્ણ અને એક પલ પાણી નાખી રહેવા દેવું. બીજે દિવસે સવારમાં અર્ધો પહોર ઘુંટી પાણી નીતારી પી જવું અને નવું એક પલ પાણી નાખવું. એવી રીતે રોજ કરવું. હરડેનું ચૂર્ણ રોજ રાત્રે નાખવું. લોહનું ચૂર્ણ જ્યારે બિલકુલ ખલાસ થઈ જાય ત્યારે બીજું નાખવું. આવી રીતે ૨૧ દિવસ સુધી સેવન કરવાથી માણસનું શરીર નવીન થઇ જાય છે; અને જીર્ણજ્વર, ઉદરરોગ, શૂલ, કૃમિ, અરૂચિ, અમ્લપિત્ત, શ્વાસ, કાસ, હૃદ્રોગ, ક્ષય, ગ્રહણી વગેરે સર્વ રોગો ૨૧ દિવસના સેવનથી મટે છે. છ મહિના અથવા બાર મહિના આ પ્રયોગનું સેવન કરવાથી શરીર લોહ જેવું દઢ થાય છે.

## ૧૯. દાર્વ્યાદિ લોહ.

દારૂ હળદરની છાલ, ત્રિફળા, ત્રિકટુ અને વાવડીંગ એ સર્વ સમભાગ, અને એ બધાંની બરાબર લોહભસ્મ મેળવી રાખી મૂકવું એમાંથી ૦।-૦। તોલો મધ અને ઘીની સાથે લેવાથી કમળો અને પાંડુ રોગો મટે છે.

(ચ૦ સં૦)

## લોહથી થયેલા દોષ મટાડવાનો ઉપાયઃ—

ઇલાયચીના ચૂર્ણને ખાંડ અથવા મધ સાથે સેવન કરે અથવા નસોતર અને સિંધવનું ચૂર્ણ ગરમ પાણી સાથે સેવન કરે અથવા મધ સાથે કે સાકર સાથે સફેદ ધરોનો રસ સેવન કરે તો લોહથી થયેલા દોષ મટશે

"વૈદ કલ્પતરૂ" } લેખકઃ-
ઓકટોબર, ૧૯૧૩. } **જનાર્દન વિ. ભીખાભાઈ શુકલ.**

## ૨૦. ધાત્રી લોહ ૧.

આંબળાં, લોહભસ્મ, ત્રિકટુ, હળદર એ સર્વ સમભાગ લઈ મેળવી રાખી મૂકવું. તેમાંથી ઉંમર અને શક્તિના પ્રમાણમાં મધ, ઘી અને સાકર સાથે ખાવાથી કમળો અને હલીમક નાશ પામે છે. (ર. સં.)

## ૨૧. ધાત્રી લોહ ૨.

આંબળાંના ચૂર્ણને ત્રિફળાના સ્વરસની ૨૧ દિવસ સુધી રોજ એક એક ભાવના આપવી. બાદ તેનાથી ચોથા ભાગે લોહ ભસ્મ મેળવી સર્વની બરાબર સાકર અને યોગ્ય પ્રમાણમાં મધ અને ઘી મેળવી રાખી મૂકવું.

તેમાંથી એક એક પલ ખાઇ ઉપર સાકર મેળવેલું દૂધ પીવાથી મનુષ્ય અનેક સ્ત્રીઓની સાથે રમણ કરી શકે છે. (ર. ર.)

## ૨૨. નવાયસ લોહ.

ત્રિકટુ, ત્રિફળા, નાગરમોથ, વાવડીંગ, ચિત્રક એ નવ ચીજો સમભાગ અને એ બધાની બરોબર લોહભસ્મ મેળવી ઘુંટી ભરી રાખવું.

એમાંથી એક માસો દવા મધ અને ઘીની સાથે મેળવી લેવાથી પાન્ડુ, હૃદ્રોગ, કોઢ, બવાસીર અને કમળો મટે છે.

ગોમૂત્રની સાથે લેવાથી સોજા, ભગંદર, અરોચક વગેરેનો નાશ કરે છે. આદુના રસની સાથે લેવાથી અત્યંત વધી ગયેલા કફને દૂર કરે છે. અત્યન્ત કમજોર આદમીએ એક રતીથી શરૂ કરી ૯ રતી સુધી માત્રા વધારવી. મધ અને ઘી તેનું સાધારણ અનુપાન છે. ગ્રહણી વગેરેમાં છાશ સાથે પણ આપી શકાય.

## ૨૩. પથ્યાદિ લોહ.

લોહભસ્મ, હરડે, હળદર એ સમભાગ લઇ મેળવી કપડેથી ચાળી રાખી મૂકવું.

માત્રા–૧-૧ માસો સવાર સાંજ અથવા ઉંમર અને બળ પ્રમાણે.

અનુપાન–મધ અને ઘી સાથે

ગુણ–કમળાનું આ ખાસ ઔષધ છે.

(ચરક સંહિતા.)

## ૨૪. પથ્યાદિ લોહ.

હરડે અને લોહ ચૂર્ણ સમભાગ લઈ આઠ ગણા ગોમૂત્રમાં ધીરે ધીરે પકાવવું. ઘાટું થઇ ગયા બાદ તે બધાની બરાબર જુનો ગોળ મેળવીં રાખી મુકવું.

માત્રા—એક માસાથી ૩ માસા સુધી.

અનુપાન—સમય પ્રમાણે.

ગુણ—પરિણામ શૂલનું અવ્યર્થ ઔષધ છે.

(રસયોગ સાગર)

## ૨૫. પિપ્પલી લોહ યોગ.

બે મોટી પીપર લઈ ઘુંટી ૩ રતી લોહભસ્મ મેળવી દૂધ સાથ પી જવી. આવું ૨૧ દિવસ સુધી લાગટ કરવાથી જીર્ણજ્વર, અસાધ્ય બરોળ, અને અરુચિ નાશ પામે છે. હરરોજ સેવન ચાલુ રાખવાથી મન્દાગ્નિ, ગુલ્મ, વાતરોગ એ સર્વને દૂર કરે છે.

(ગ૦ નિ૦ ઉદર રોગે.)

## ૨૬. પંચામૃત લોહ ગુગળ.

શુદ્ધ પારો અને ગંધક, ચાંદી, અભ્રક, સુવર્ણ-માક્ષિક, એમની ભસ્મો ૨ પલ, અને ગુગળ ૭ પલ લઈ લોખંડની કઢાઇમાં લોખંડના ડંડાથી અંદર થોડું સરસીયું તેલ નાખીને બે પહોર સુધી લાગટ ઘુંટી એક એક માસાની ગોળીઓ વાળવી.

માત્રા-૧-૧ ગોળી સવાર સાંજ.

અનુપાન-રોગ પ્રમાણે.

ગુણ-મસ્તિષ્ક રોગ, સ્નાયુ, વાતવ્યાધિ એ સર્વને મટાડે છે. શરીરમાં એવો કોઈ રોગ નથી કે જેને આ દવા મટાડી ન શકે. (ભૈ૦ ૨૦ પરિશિષ્ટ.)

## ૨૭. પંચામૃત લોહ.

સુવર્ણ, તામ્ર, સુવર્ણમાક્ષિક, અભ્રક અને લોહ એ સર્વની ભસ્મો સમભાગ લઇ તેમને ત્રિફળાના ઉકાળાની સખત તાપમાં બની શકે તેટલી ભાવનાઓ આપવી. બાદ કપડછાન ચૂર્ણ કરી બાટલીમાં ભરી રાખવું.

માત્રા-બે અથવા ત્રણ રતી. બે વખત.

અનુપાન-ઘી, સાકર અથવા મધ.

ગુણ-હૃદ્રોગ, આમવાત, ક્ષય, પીનસ, નપુંસકતા એ સર્વને દૂર કરે છે. સ્રીઓનું સૌંદર્ય વધારે છે.

(રસયોગસાગર.)

## ૨૮. પિપ્પલ્યાદિ લોહ-૧.

પીપર, આંબળાં, દ્રાક્ષ, બોરની મીંજ, મધ, સાકર, વાવડીંગ, પુષ્કરમૂળ, અને લોહભસ્મ એ સર્વ સમભાગ લઈ બારીક ચૂર્ણ કરી રાખી મૂકવું.

માત્રા—૨-૨ માસા સવાર સાંજ.

અનુપાન—મધ અથવા દૂધ સાથે.

ગુણ—ભયંકર ઉલટી, હેડકી, તરસ, એ સર્વ ત્રણ રાત્રિમાં નાશ પામે છે.

(ભૈ૦ ૨૦)

## ૨૯. પિપ્પલ્યાદિ લોહ-૨.

પિપરામૂળ, ચિત્રક, અભ્રકભસ્મ, સુંઠ, મરી, પીપર, ત્રિફળા, તજ, પત્રજ, ઇલાયચી, શુદ્ધ કપુર અને સિંધવ એ સર્વ સમભાગ લઈ બારીક ચૂર્ણ કરી તે બધાની બરાબર લોહભસ્મ મેળવી રાખી મૂકવું.

માત્રા—૩ થી ૪ રતી અથવા યોગ્યતા પ્રમાણે. મધ અથવા દૂધની સાથે આપવી.

ગુણ—સમસ્ત ઉદરરોગ મટે છે. ૨. ૨.)

## ૩૦. પ્રદરાન્તક લોહ.

લોહભસ્મ બે કર્ષ, બંગભસ્મ અને ખર્પરભસ્મ (અભાવમાં યશદ ભસ્મ) કહરવા, ઘીમાં શેકેલો સોનાગેરૂ, મોચરસ, રાળ એ દરેક એક-એક કર્ષ લઈ સઘળાનું બારીક ચૂર્ણ કરી દાડમ અને આંબળાંના સ્વરસની ૭-૭ ભાવનાઓ આપી રાખી મૂકવું. માત્રા-૩-૩ રતી બે વખત.

અનુપાન—પાષાણ ભેદનું ચૂર્ણ અને ખાંડ મેળવી ફકાવી ઉપર દૂધ પાવું. ખોરાકમાં કેવળ દૂધભાતજ લેવાં.

ગુણ—જુદી જુદી જાતના પ્રદર જેમને વૈદ્યોએ અસાધ્ય કહી છોડી દીધા હોય તે પણ આના સેવનથી સારા થાય છે. (નૂ. ક.)

## ૩૧. બાકુચ્યાદિ લોહ.

બાવચી, ત્રિફલા, પીપર, વાવડીંગ, તુલસી, ગળો અને લોહભસ્મ એ સર્વ સમભાગ લઇ બારીક ચૂર્ણ કરી રાખી મુકવું.

માત્રા—વય અને શક્તિ પ્રમાણે.

ગુણ—વૃદ્ધાવસ્થા અને ઝેરના દોષ દૂર કરે છે. રસાયન ગુણકારી છે. (ગ. નિ. કુષ્ઠે.)

## ૩૨. બૃહત્યાદિ લોહ.

ભોંયભોટંગડીનાં પંચાંગનું ચૂર્ણ, સાકર, નાગકેશર અને સાફ કરેલા તલ એ સર્વ સમભાગ અને એ બધાની બરાબર લોહ ભસ્મ મેળવી બે-ત્રણ પહોર ઘુંટી રાખી મુકવું.

માત્રા—૪-૪ રતી મધની સાથે.

ગુણ—ખાસ કરીને કુષ્ઠ મટાડે છે અને બીજા રોગોમાં પણ તે રોગને અનુકૂળ અનુપાન સાથે આપવાથી સારો ફાયદો કરે છે. સઘળા રોગોમાં ગુણકારી છે. (ર. ર કુષ્ઠે.)

## ૩૩. રજતાદિ લોહ.

ચાંદી અને અભ્રક ભસ્મ ૧-૧ ભાગ, ત્રિકટુ, ત્રિફળા અને લોહભસ્મ ૨-૨ ભાગ લઇ બારીક ચૂર્ણ કરી એક દિવસ ઘુંટી રાખી મુકવું.

માત્રા-૩ રતીથી એક માસા સુધી ઘી સાથે.

ગુણ–રાજયક્ષ્મા, પાંડુ, ઉદરરોગ, બવાસીર, શ્વાસ, ખાંસી, નેત્રરોગ, અને તમામ પિત્તરોગ એ સર્વને દૂર કરે છે. (૨૦ ચં૦)

## ૩૪. રાસ્નાદિ લોહ.

રાસ્ના, આસગંધ. કપૂર, બ્રાહ્મી, મનસિલ, ત્રિકટુ, ત્રિફલા, ત્રિમદ (વાવડીંગ, નાગરમોથ, ચિત્રક) એ સર્વ સમભાગ અને એ સર્વની બરાબર લોહભસ્મ નાખી રાસ્ના વગેરે દ્રવ્યોના ઉકાળાની એક એક ભાવનાથી એક એક દિવસ ઘુંટી ૩-૩ રતીની ગોળીઓ બનાવી રાખી મૂકવી. કેટલાક વૈદ્યો એમને એમ ચૂર્ણ પણ રાખે છે

માત્રા ૧-૧ ગોળી સવાર સાંજ યોગ્ય અનુપાન સાથે આપવી.

ગુણ—સર્વ ઉપદ્રવ સાથેનો રાજયક્ષ્મા, ખાંસી, સ્વરભંગ, ધાતુક્ષય, મંદાગ્નિ એ સર્વને દૂર કરી શરીર પુષ્ટ કરે છે અને સમસ્ત દોષોનો નાશ કરે છે. (ભૈ. ૨.)

## ૩૫. લાઙ્ગલ્યાદિ લોહ.

શુદ્ધ કરિહારી, ત્રિકટુ, ત્રિફલા, દ્રાક્ષ, ગુગળ એ સર્વ સમભાગ તથા લોહભસ્મ આ બધાંની બરાબર લઇ બીજોરા અને ત્રિફળાના રસની ભાવના આપી એક એક દિવસ ખરલ કરી ૮-૮ માસાની ગોળીઓ બનાવી રાખી મુકવી.

માત્રા—૧-૧ ગોળી મધ સાથે.

ગુણ—સર્વાંગમાં ફૂટેલો સાધ્ય અથવા અસાધ્ય વાતરક્ત આના સેવનથી મટે છે.

## ૩૬. લોહગુગળ.

લોહભસ્મ ૧ પલ, ઘીમાં કુટેલો શુદ્ધ ગુગુળ ૩ પલ, ત્રિકટુ ૫ પલ, ત્રિફલા ૮ પલ, આ સર્વનું બારીક ચૂર્ણ કરી ગુગળને ઘી દઈ ઘણથી ફૂટવો. નરમ થાય તેમ અંદર થોડું થોડું ચૂર્ણ મેળવતા જવું. ફૂટી ફૂટીને જેટલું ચૂર્ણ મળી શકે તેટલું મેળવવું. બાકી વધેલા ચૂર્ણને ઘીની મદદથી મિશ્રિત કરી રાખી મુકવું.

માત્રા—૩ માસાથી શરૂ કરી ધીમે ધીમે ૧ કર્ષ સુધી વધારવી.

ગુણ—તમામ જાતના વાયુના વિકાર મટે છે.

(ચો. ૨.)

## ૩૭. લોહગુટિકા.

લોહભસ્મ, ત્રિફળા ૩-૩ ભાગ, ગોળ ૮ ભાગ અને ગોમૂત્ર ૩૨ ભાગ લઇ ગોળના જેવી ચાસણી બનાવી રાખી મૂકવું.

માત્રા—૩-૩ માસા, બે વખત.

ગુણ—ક્ષય અને શૂળને નષ્ટ કરે છે.

(ચ. દ.)

## ૩૮. લોહ પંચક.

લોહભસ્મ, ત્રિકટુ, વાવડીંગ એ સર્વ સમભાગ લઈ બારીક ચૂર્ણ કરી રાખી મૂકવું. તેમાંથી ૧-૧ માસો ઘી અને મધની સાથે સેવન કરવાથી પ્રમેહ, સોજા, કમળો, ગોળો વગેરે મટે છે.

## ૩૯. લોહયોગ-૧.

લોહનું બારીક ચૂર્ણ અથવા ભસ્મ ૭ દિવસ સુધી ગોમૂત્રમાં ખરલ કરી રાખી મૂકવું. તેમાંથી ત્રણ ત્રણ રતીની માત્રા દૂધની સાથે લેવાથી પાંડુ રોગ મટે છે.

(ભા. પ્ર.)

## ૪૦. લોહયોગ-૨.

આંબળાં, સાકર અને લીમડાનાં પંચાંગનું ચૂર્ણ એ ત્રણ સમભાગ લઇ સઘળાંના ચોથા ભાગે લોહભસ્મ મેળવી રાખી મૂકવું.

માત્રા—૧ માસાથી ૩ માસા સુધી. સમયોચિત અનુપાનથી ૨૧ દિવસ સુધી ખાવી.

ગુણ—ખુજલી અને મંડલકુષ્ઠનો નાશ કરે છે.

## ૪૧. લોહયોગ-૩.

ગોમૂત્રમાં પકાવીને સૂકવેલી હરડેનું ચૂર્ણ અને લોહ-ભસ્મ સમભાગ લઈ સરખે ભાગે ગોળ મેળવી રાખી મુકવું. તેમાંથી બે-બે માસાના પ્રમાણથી અથવા વખત અને ઉંમરના પ્રમાણમાં યોગ્ય માત્રા અને યોગ્ય અનુપાનથી આપવાથી સર્વપ્રકારનાં શૂળ શાન્ત થાય છે. (ર.ચિ.)

## ૪૨. લોહ રસાયન.

લોહ, અભ્રક અને પારદભસ્મ, શુદ્ધ શિલાજીત, કાન્તલોહભસ્મ, ગળો, શુદ્ધ વછનાગ એ સર્વ સમભાગ લઈ બારીક ઘુંટી એક જગાએ રાખી મૂકવું

માત્રા—૧ રતીથી ૩ રતી સુધી. ઘી અને મધની સાથે મેળવી સેવન કરવાથી વૃદ્ધાવસ્થા અને મૃત્યુ દૂર થાય છે. સર્વ રોગમાં લાભકારી.

## ૪૩. લોહાદિ મોદક.

લોહભસ્મ, ઈંદ્રજવ, સુંઠ, શુદ્ધ ભિલામાં, ચિત્રકનાં મૂળ, બીલાંનો મગજ, વાવડીંગ, હરડેની છાલ, એ સર્વ સમભાગ લઇ સઘળાંની બરાબર ગોળ મેળવી એક-એક તોલો ખાવાથી બવાસીર (અર્શ) નાશ પામે છે.

## ૪૪. લોહામૃત

નાગરમોથ, ગળો, પીપર, જેઠીમધ, ચિત્રક મૂળ, સુંઠ, ત્રિફળા અને વાવડીંગ એ સર્વ સમભાગ લઈ બારીક ચૂર્ણ કરી એ સર્વની બરાબર લોહભસ્મ મેળવી રાખી મૂકવું.

માત્રા—૧-૧ માસો બે વખત મધ સાથે.

ગુણ—પાંડુ રોગને દૂર કરે છે. (ર. ર.)

## ૪૫. વચાલોહ.

વજ અને કુઠ સમભાગ લઈ બન્નેની બરાબર લોહભસ્મ મેળવી રાખી મુકવું. તેમાંથી ૪-૪ રતીની માત્રા ઘી અને મધની સાથે આપવાથી પરિણામે શૂળનો નાશ થાય છે.

## ૪૬. વિડંગાદિ લોહ-૧.

વાવડીંગ, ત્રિફળા, નાગરમોથ, પીપર, સુંઠ, બંન્ને જીરાં એ સર્વ સમભાગ લઇ બારીક ચૂર્ણ કરી સર્વની બરાબર લોહ ભસ્મ મેળવી રાખી મૂકવું. એમાંથી એક એક માસો પ્રમેહહર અનુપાનની સાથે આપવાથી ભયંકર સમસ્ત પ્રમેહોનો નાશ કરે છે. (ભૈ. ર.)

## ૪૭. વિડંગાદિ લોહ-ર.

વાવડીંગ, સુંઠ, જવખાર, લોહભસ્મ, ઇંદ્રજવ અને આંબળાં એ સર્વ સમભાગ લઈ બારીક ચૂર્ણ કરી રાખી મુકવું. તેમાંથી એક, એક માસો અથવા ઉંમર અને શકિતના પ્રમાણુમાં રોગને યોગ્ય અનુપાન સાથે આપવાથી બહુ જાડુ શરીર હોય તે પાતળું કરે છે અને મંદાગ્નિ તેમજ બીજા અનેક રોગોમાં ફાયદો કરે છે.

(ચ. સં.)

## ૪૮. વિડંગાદિ લોહ-૩.

વાવડીંગ, ત્રિફળા, પીપર, લોહભસ્મ એ સર્વ સમભાગ લઇ બારીક ચૂર્ણ કરી રાખી મૂકવું. એમાંથી એક એક માસો ઘી, સાકર અને મધની સાથે સેવન કરવાથી વલિપલિતનો નાશ કરે છે, વૃદ્ધાવસ્થા દૂર કરે છે. સર્વ રોગ નાશક ગુણ છે. રસાયન ગુણકારી છે.

## ૪૯. વિષમ જ્વરાન્તક લોહ.

શુદ્ધ પારો અને ગંધક સમભાગ, પારાથી અર્ધી તામ્ર અને સુવર્ણમાક્ષિક ભસ્મ, અને સર્વની બરાબર

લોહભસ્મ લઇ ઘુંટી એખરો, અરડુસી, આદુ અને પાનના સ્વરસથી ૫-૫ દિવસ ઘુંટી વટાણા જેવડી ગોળીઓ વાળી રાખવી.

આમાંથી એક એક ગોળી સમય અથવા રોગાનુચિત અનુપાન સાથે આપવાથી વિષમજ્વર, મંદાગ્નિ, બરોળ, હૃદયના રોગ, ગુલ્મ વગેરે સઘળા રોગોનો નાશ કરે છે. આ રસ ચક્ષુષ્ય, વૃંહણુ અને વૃષ્ય છે. (ભૈ. ર.)

## ૫૦. વૈશ્વાનર લોહ.

ત્રિફળા, ચિત્રક, ત્રિકટુ, જાયફળ, ચાતુર્જાત અને લવીંગ એ દરેક ૧-૧ તોલો, શુદ્ધ વછનાગ અર્ધો તોલો, સાકર અને લોહભસ્મ ૧૦-૧૦ તોલા લઈ સર્વનું બારીક ચૂર્ણ કરી એકત્ર ઘુટી મધની સાથે એક એક માસાની ગોળીઓ બનાવી રાખી મૂકવી. આમાંથી એક એક ગોળી સમય અથવા રોગાનુચિત અનુપાનથી સવારમાં આપવાથી પાંચ પ્રકારના પાંડુ, ક્ષય. યોનિશળ, મન્દાગ્નિ, અરુચિ અને સૂતિકા રોગ એ સર્વનો નાશ કરે છે.

( રસાયન સં. )

## ૫૧. શટયાદિ લોહ.

કચુર, પુષ્કરમૂળ, આંબળાં અને લોહભસ્મ એ સર્વ સમભાગ લઈ ખરલ કરી ભરી રાખવાં. એક એક માસાના પ્રમાણમાં મધની સાથે લેવાથી હેડકી અને શ્વાસ નાશ પામે છે.

## ૫૨. શતમૂલાદિ લોહ.

શતાવરી, સાકર, ધાણા, નાગકેશર, સફેદચંદન, ત્રિફળા, ત્રિકટુ, ત્રિમદ, અને તજ એ સર્વ સમભાગ લઈ સર્વની બરાબર લોહભસ્મ મેળવી રાખી મૂકવું. તેમાંથી ૩ રતીથી ૬રતી સુધી સમય અથવા રોગોચિતાનુપાનની સાથે આપવાથી તૃષા, દાહ, જ્વર, ઉલટી, રકતપિત્ત, એ સર્વ મટી જાય છે.

## ૫૩. શતાવરીલોહ.

કાન્તલોહભસ્મને યથાશકય શતાવરીના રસની ભાવનાઓ આપી, ભાંગરાનો રસ, મધ અને ઘીની સાથે ૩ રતીથી ૧ માસા સુધીની માત્રામાં લેવાથી અને પથ્ય પાલન કરવાથી ૩૦૦ વર્ષ સુધી જીવી શકાય છે.

## ૫૪. શર્કરાલોહ.

ત્રિફળા, આંબળાં અને સાકર સમભાગ લઇ સર્વની બરાબર લોહભસ્મ મેળવી રાખી મૂકવું. તેમાંથી ૧-૧ માસો યોગ્ય અનુપાનની સાથે આપવાથી સર્વપ્રકારનાં શૂળ નાશ પામે છે. (ર. ર.)

## ૫૫. શિલાજત્વાદિ લોહ-૧.

શુદ્ધ શિલાજીત, મધ, ત્રિકટુ, સુવર્ણમાક્ષિક, અને લોહભસ્મ સમભાગ લઇ એકઠાં મેળવી ૧-૨ પહોર ખરલ કરી રાખી મૂકવાં. તેમાંથી ૧ માસાથી ૨ માસા સુધીની માત્રા યોગ્યતા જોઈને દૂધની સાથે આપવાથી ક્ષય મટે છે.

## ૫૬. શિલાજત્વાદિ લોહ–૨.

૩ રતી લોહભસ્મ અને ॥ તોલાથી ૧ તોલા સુધી શિલાજીત બન્નેને મેળવી યોગ્યતા જોઈ આપવાથી અને પથ્યનું પાલન કરવાથી રાજયક્ષ્મા સહિત અસાધ્ય રોગોનો નાશ કરે છે. (યો. ર.)

## ૫૭. શૂલરાજ લોહ.

કાન્તલોહભસ્મ ૧ કર્ષ, અભ્રકભસ્મ, સાકર, ઘી, અને મધ ૧–૧ પલ લઈ સઘળાંને એકઠાં મેળવી લોઢાના ખરલમાં લોહના દસ્તાથી ઘુંટી ત્રિકટુ, ત્રિફળા, નાગરમોથ, વાવડીંગ, ચવ્ય, ચિત્રકમૂળ, ૧–૧ તોલો લઈ બારીક ચૂર્ણ કરી પહેલાંની દવાઓમાં મેળવી ઘુંટી રાખી મૂકવું. તેમાંથી એક માસાથી બે માસા સુધી ઠંડા પાણી સાથે લેવાથી ત્રિદોષજ કુક્ષિ, હૃદય અને પાર્શ્વશૂલ, અમ્લપિત્ત, બવાસીર, ગ્રહણીદોષ, પ્રમેહ અને કોલેરાનો નાશ કરે છે. (ર. સં.)

## ૫૮ શોથારિ લોહ.

લોહભસ્મ, ત્રિકટુ અને જવખાર સમભાગ લઈ ત્રિફળાના સ્વરસની અથવા ઉકાળાની સાથે યોગ્ય માત્રામાં લેવાથી તમામ જાતના સોજા મટાડે છે. (ભૈ. ર.)

## ૫૯. શ્લીપદારિલોહ.

હરડે, બેઢાં, આમળાં, લોહ અને કાન્ત લોહભસ્મ, તથા શુદ્ધ શિલાજીત ૨–૨ તોલા લઈ બારીક ચૂર્ણ

કરી ત્રિફળાના ઉકાળાની ૬-૭ ભાવનાઓ આપી ૧-૧ માસાની ગોળીઓ બનાવી રાખી મુકવી.

તેમાંથી એકથી બે ગોળીસુધી ત્રિફળાના ઉકાળાંની સાથે આપવાથી તમામ જાતના શ્લીપદ મટે છે. (ભૈ. ર.)

## ૬૦. શ્વદંષ્ટ્રાદિ લોહ.

ગોખરૂ, ત્રિફળા, નાગરમોથ, ગળો, કઠૂમર, ડાભ, કાસ, મજીઠ, બલા, સાટોડી, દેવદાર, પીપર, સુઠ, વાવડીંગ, કાળાંનરી, કુંવારપાઠું, કંપીલો, નારંગી, બન્ને હળદર, ભોંયભોટંગડી, એરંડાનું મૂળ, દન્તીમૂળ, ચિત્રક અને કુટકી સમભાગ લઈ બારીક ચૂર્ણ કરી બધાથી બમણી લોહભસ્મ મેળવી ૧-૨ દિવસ ખરલ કરી રાખી મૂકવું. આમાંથી ત્રણ અથવા ચાર અડદ જેટલી દવા લઈ ગરમ પાણી અથવા દારૂની સાથે આપવાથી પ્રમેહ, શૂળ, ઉદરરોગ, બરોળ, સોજા, બવાસીર પાંડુરોગ એ સર્વને મટાડે છે. આની ગોમૂત્રમાં ઘુંટીને ગોળી પણ બનાવી શકાય છે (ર. ર.)

## ૬૧. શ્વાસારિલોહ.

લોહભસ્મ ર કર્ષ, અભ્રક ભસ્મ ૮ માસા, સાકર અને મધ ર-ર કર્ષ, ત્રિફળા, જેઠીમધ, દ્રાક્ષ, પીપર, બોરની મીંજ, વંશલોચન, તાલીસપત્ર, વાવડીંગ, ઈલાયચી, પુષ્કર મૂળ અને નાગકેશર, ૮-૮ માસા લઈ સર્વનું બારીક ચૂર્ણ કરી લોહના ખરલમાં બે પહોર

ઘુંટી રાખી મુકવું. આમાંથી એક એક માસો મધની સાથે આપવાથી મહાશ્વાસ, ૫ પ્રકારની ખાંસી, ભયંકર રક્તપિત્ત એ સર્વ નાશ પામે છે. (ભૈ ર.)

## ૬૨. ષડંગ લોહ.

અભ્રક, સુવર્ણમાક્ષિક, શિલાજીત, સુવર્ણ, તામ્ર અને લોહ એ સર્વની ભસ્મો સમભાગ લઈ ત્રિફળાના ઉકાળાની ૨૧ ભાવનાઓ આપી રાખી મુકવું એમાંથી એક એક રતીની માત્રા મધ અને ઘીની સાથે ખાવાથી સઘળા રોગોને દૂર કરે છે. (લો. ૫.)

## ૬૩. ષણ્મુખ લોહ.

તામ્ર, અભ્રક, સુવર્ણ અને લોહ એમની ભસ્મો, શુદ્ધ પારો અને શુદ્ધ ગંધક સમભાગ લઇ નીલ રંગની કજ્જલી કરી ઘીથી કરમોવી લોખંડની કઢાઈમાં નાખી બોરડીનાં લાકડાંનો અગ્નિ આપી પર્પટી બનાવી લેવી. આમાંથી એકથી ૨ રતી સુધી ઘી અને મધની સાથે સેવન કરવાથી હૃદય અને પેટના રોગ, કમળો, ગ્રહણી, આમવાત, બવાસીર, પ્રમેહ, મંદાગ્નિ, રક્ત પ્રદર, રક્તપિત્ત, એ સર્વ મટાડે છે. (લો. ૫.)

## ૬૪. સપ્તાઙ્ગ લોહ.

સુવર્ણ, સુવર્ણમાક્ષિક, પારો, અભ્રક એમની ભસ્મો, શુદ્ધ ગંધક, તામ્ર અને લોહભસ્મ સર્વ સમભાગ અને એ બધાની બરાબર ત્રિફળા મેળવી રાખી મૂકવું. એમાંથી ત્રણ ત્રણ રતી મધ અને ઘીની સાથે લેવાથી સમસ્ત રોગોનો નાશ કરે છે. (લો. ૫.)

## ૬૫ સપ્તામૃત લોહ–૧.

ત્રિફળા, લોહભસ્મ અને જેઠીમધ એ સર્વ સમભાગ લઇ મેળવી રાખી મુકવું. તેમાંથી ૧–૧ માસો મધ અને ઘીની સાથે લઈ ઉપર દૂધ પીવાથી ઉલ્ટી, અંધારાં આવવાં, શૂલ, અમ્લપિત્ત, તાવ, ગ્લાનિ, મૂત્રાઘાત અને સોજા એ સર્વને મટાડે છે. (ભૈ. ર.)

## ૬૬. સપ્તામૃત લોહ–૨.

ત્રિફળા, લોહભસ્મ, પરવળ અને જેઠીમધ એ સર્વ ૧-૧ ભાગ અને વંશલોચન ૧૧ ભાગ લઇ બારીક ચૂર્ણ કરી રાખી મૂકવું. (વંશલોચનને ૪-૫ દિવસ અલગ ઘુંટાવી પછી બીજી દવાઓ સાથે મેળવવું.) આમાંથી ૧-૧ માસો ઘીની સાથે લેવાથી નેત્રના સમસ્ત રોગ નાશ પામે છે. ( હિતો. )

## ૬૭. સમશર્કર લોહ.

લોહભસ્મ ૪ તોલા, દૂધ ૮ તોલા, ઘી, સાકર અને મધ ૨૪-૨૪ તોલા. વાવડીંગ, ઇલાયચી, અને વંશલોચન ૧–૧ તોલો લઈ બારીક ચૂર્ણ કરી એકઠાં મેળવી પકવવાં. ચાસણી તૈયાર થાય ત્યારે નીચે ઉતારી ત્રિકટુ, તજ, સુવર્ણભસ્મ, આંબળાં, જેઠીમધ, અને ખસ ૨-૨ તોલા મેળવી રાખી મૂકવું. ૭ અથવા ૧૪ દિવસ થઇ ગયા પછી ૩–૩ માસા રોગોચિત અનુપાનથી આપવાથી અત્યંત વધી ગયેલું રક્તપિત્ત, મૂત્રકૃચ્છ્ર, ઉરઃક્ષત, ક્ષય, ખાંસી, પથરી એ સર્વને એ મટાડે છે. ( યો. મ. )

## ૬૮. સમ્મોહ લોહ.

ત્રિકટુ, ત્રિફળા, ચિત્રક, વાવડીંગ, લોહ અને અભ્રકભસ્મ સમભાગ લઈ બારીક ચૂર્ણ કરી રાખી મૂકવું. આમાંથી ૧-૧ માસો ઘીની સાથે આપવાથી કમળો, પાંડુ, હૃદયરોગ, સોજા, ભગંદર, અરૂચિ, બલ અને વર્ણનો નાશ એ સર્વમાં ફાયદો કરે છે. (ર. ચં.)

## ૬૯. સર્વજવર હર લોહ.

ચિત્રક, ત્રિફળા, ત્રિકટુ, વાવડીંગ, નાગરમોથ, ગજપીપર, પિપરામૂળ, ખસ, દેવદાર, કરીયાતુ, કુંવારપાઠુ, કુટકી, ભોંયભોટંગડી, સહિજનનાં બીજ, જેઠી મધ, ઇંદ્રજવ, એ સર્વ સમભાગ લઈ સર્વની બરાબર લોહભસ્મ મેળવી તુળસીના રસમાં ૧ થી ૨ દિવસ ઘુંટી, ૨-૨ રતીની ગોળીઓ બનાવી રાખી મૂકવી. તેમાંથી ઉંમર અને શક્તિના પ્રમાણમાં યોગ્ય અનુપાનથી આપવાથી સર્વજાતના જવર, ઉલટી, ભ્રમ, રક્તપિત્ત, ઝાડા, મંદાગ્નિ, ખાંસી, બરોળ, કલેજાનો વિકાર, ગોળો, બવાસીર, ભયંકર ઉદરરોગ, મૂર્છા, પાંડુ, હલીમક અજીર્ણ વગેરે સર્વ રોગો મટાડે છે. (ભ. ર.)

## ૭૦. સર્વેશ્વર લોહ.

શુદ્ધ શિલાજીત, ગંધક, સુવર્ણમાક્ષિક ભસ્મ, પારો, અભ્રકભસ્મ, તામ્રભસ્મ, લોહભસ્મ અને સુવર્ણભસ્મ એ સર્વ સમભાગ લઈ નીલવર્ણ કજ્જલી કરી રાખી મૂકવું. આમાંથી ૧-૧ રતી મધની સાથે બે વખત લેવાથી સમસ્ત રોગોનો એ નાશ કરે છે. (લો. ૫.)

## ૭૧. સુવર્ચલાદ્ય લોહ.

સાજીખાર, વાઘના નખ, ચિત્રક, કુટકી, ચવ્ય, દેવદાર, અજમો અને લોહભસ્મ સમભાગ લઈ બારીક ચૂર્ણ કરી રાખી મૂકવું. એમાંથી એક એક માસો ઉચિત અનુપાનથી આપવાથી સોજા, પાંડુ, ખાંસી અને ઉદર રોગોને દૂર કરે છે (ર. ચિ.)

## ૭૨. હેમામ્બુદ લોહ.

ત્રિફળા અને હળદર સમભાગ લઇ બારીક ચૂર્ણ કરી સર્વની બરાબર સૂવર્ણ અભ્રક અને લોહભસ્મ મેળવી રાખી મૂકવું. એમાંથી ૧ થી ૩ રતી સુધી મધની સાથે લેવાથી સર્વપ્રકારના પ્રમેહ અને કૃશતા દૂર કરી શરીરની કાન્તિ વધારે છે. (લો ૫.)

## ૭૩. હેમાર્ક લોહ.

વજ, નાગરમોથ, પાઠા, અતીસ, વાવડીંગ, કુઠ, ચિત્રક, સુગન્ધિ વાળો, સુંઠ, એ સર્વ સમભાગ લઇ બારીક ચૂર્ણ કરી સુવર્ણ, તામ્ર અને લોહભસ્મ ચૂર્ણથી બમણા પ્રમાણમાં મેળવી રાખી મૂકવું. આમાંથી ૧ થી ૨ રતી દવા ઘી સાથે મેળવી આપી ઉપર થોડું ગરમ પાણી પાવું પાણી પીવું બંધ કરવું. આથી ગ્રહણી, બવાસીર, મંદાગ્નિ એ સર્વ મટાડે છે. (લો. ૫.)

## ૭૪. કટરોહ.

લોઢાની ખીલી ૬૪ તોલા, મીઠું અથવા સિંધવ ૮ તોલા, ત્રિકટુ, ત્રિફળા, ભાંગ, તજ, લવીંગ અને

જાવંત્રી એ દરેક એ બે તોલા લેવાં. છાશ તોલા ૧૨. ઉનું પાણી તોલા ૪૦૦. એ સઘળાંને એક રીઢા માટીનાં વાસણમાં ભરી મોં બરાબર બંધ કરી (માટીના વાસણને તળીએ સીમેન્ટ લગાડવો; નહિ તો દવા પી જશે.) જમીનમાં ઢીંચણપુર ઉંડો ખાડો ખોદી દાટી દેવું. તેને ૧૭ દિવસ અંદર રાખી પછી કાઢી લેવું ગાળી બાટલા ભરી લેવા. માત્રા—બે તોલા સવારે તથા બે તોલા સાંજે ઉપયોગ—શ્વાસ, પાંડુ, ક્ષય વગેરે ઉપર ગુણકારી. લાંબો વખત સેવન કરવાથી બહુ સારો ફાયદો થાય છે.

(યો. ચિં.)

## ૭૫. લોહાસવ.

લોહચૂરો, ત્રિકટુ, ત્રિફળાં, જવાસો, વાવડીંગ, ચિત્રક અને મોથ એ બધાં ૧૬--૧૬ તોલા લેવાં. તેમને મધ તોલા ૨૫૬. ગોળ તોલા ૪૦૦ અને પાણી તોલા ૨૦૪૮ લઇ ઘીના વાસણમાં નાખી ૧ મહિનો એકાંતમાં અથવા છાપરે રાખી મૂકી ગાળી લઈ બાટલા ભરવા. માત્રા--બે, બે તોલા. સવાર સાંજ ઉપયોગ--પાંડુ, સોજા, પેટના રોગ, તથા છાતીના રોગ મટે.

## ૭૬. સ્વપ્નવિધ્વંસિની ગુટિકા.

શુદ્ધ ઝેરકોચલાં ૨ તોલા. લોહભસ્મ ૧ તોલો. રસસિંદુર ૦॥ તોલો. ત્રણેને એકત્ર કરી દશમૂળના ઉકાળાની ભાવના આપી ચણા બરાબર ગોળી વાળવી. માત્રા–૧–૧ ગોળી સવાર સાંજ. દૂધ સાથે. ગુણ–સ્વપ્નદોષ માટે અદ્વિતીય કમરના દર્દમાં પણ ગુણકારી 'ધન્વન્તરિ'

## ૭૭. કમ્પવાત નાશક વટી.

મલ્લ ચંદ્રોદય ૦॥ રતી લોહભસ્મ ૦॥ રતી ગળો-સત્વ ૧ માસો, ત્રણેને એકત્ર કરી ત્રણ પડીકાં બનાવવાં. દિવસમાં ત્રણ વખત મધ સાથે આપવાં. આ પ્રમાણ જુવાન માણસ માટેનું છે બાળકો માટે વિચારપૂર્વક યોજના કરવી.

ઉપયોગ—કંપવાતમાં વાયુનું દર્દ ઘણું હોય ત્યારે અને અંગેઅંગ થરથરતાં હોય ત્યારે આ દવા બહુ ગુણ આપે છે. કંપવા મટાડે છે. 'ધન્વન્તરિ'

## ૭૮. પ્લીહાંતક ગુટિકા.

ફટકડી ફુલાવેલી, ટંકણ ફુલાવેલો, ગળો સત્વ, લોહભસ્મ અને શંખભસ્મ દરેક એક એક તોલો લેવાં. ગંધક શુદ્ધ અને એળીયો એ ૨--૨ તોલા લેવાં. બાદ સઘળાંને કુંવારપાઠાના રસમાં ખરલ કરી વટાણા જેવડી ગોળી વાળી દેવી. માત્રા–૨ થી ૩ ગોળી દિવસમાં બે વાર કોકરવરણા પાણી સાથે ગુણ—બરોળ વધવી, કલેજુ વધવું, પેટનું શૂળ, કમળો તથા કબજીઆત મટાડે છે. 'ધન્વન્તરિ'

## રકતપ્રદરાંતક લોહ.

આમળાં ૬૪ તોલા, લોહભસ્મ ૩૨ તોલા, જેઠી-મધનું ચૂર્ણ ૧૬ તોલા લઈ એ બધાંને બરાબર મિશ્ર કરી ગળોના રસની સાત ભાવના આપવી. બાદ ઘુંટી ચાળી બાટલી ભરવી.

માત્રા બેથી ચાર વાલ સુધી યોગ્ય અનુપાનથી.

ગુણ–બહુ અટકાવ આવવો તથા લોહીવામાં બહુ જલદી ફાયદો કરે છે.

## સુવર્ણમાક્ષિક લોહ રસાયન

લોહભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, સુંઠ, મરી, પીપર અને શિલાજીત સમભાગ લઈ મેળવી ભરી રાખવાં.

માત્રા–દરરોજ સવારમાં ૦ા તોલો મધ સાથે, ઉપર ગાયનું દૂધ પીવું.

ગુણ–સર્વ ધાતુ પોષાય, નવજીવન પ્રાપ્ત થાય.
(કાયાકલ્પવિજ્ઞાન.)

## ગ્રહણી રીપુ.

શુદ્ધ વછનાગ ૧૨ રતી, શુદ્ધ અફીણ ૧૨ રતી, ઉત્તમ લોહભસ્મ ૫ રતી, વજ્રાભ્રક ભસ્મ ૬ રતી.

વિધિ :—સઘળાંને ખરલમાં નાખી બારીક ઘુંટી ગાયના દૂધથી ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ વાળવી.

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં બે વખત.

અનુપાન—ગાયનું અથવા બકરીનું દૂધ. ધીમે ધીમે દૂધ વધારતા જવું. અપથ્ય–મીઠું અને પાણીનો ત્યાગ કરવો. ગુણ—મૃત્યુ મુખમાં ગયેલો ગ્રહણીનો રોગી આ યોગથી બચી જાય. લોહ અને અભ્રક જેટલાં ઉત્તમ તેટલો પ્રયોગ ઉત્તમ.

## લોહની અંગ્રેજી બનાવટો.

અંગ્રેજી મત પ્રમાણે લોહના ગુણ અને ઉપયોગ:—

અંગ્રેજી માન્યતા પ્રમાણે લોહનો મુખ્ય ગુણ લોહી સુધારવાનો છે. લોહીમાંના લાલકણોનો તે વધારો કરે છે; અને તેથી પાંડુ વગેરે નબળાઈના રોગો ઉપર સારી અસર કરે છે. લોહવાળી દવા આપવાથી કંઈક કબજીઆત થાય છે અને ઝાડો કઠણ તથા કાળા રંગનો ઉતરે છે.

અહિં ઘણીજ થોડી બનાવટો આપી છે.

### ૧. રીડયુસ્ડ આયર્ન લોઝેન્જીસ.

ગુ. લોહભસ્મની રેવડી.

બનાવટ—લોહભસ્મ ૭૨૦ ગ્રેન, ધોયેલી સાકર ૨૫ ઔંસ, ગુંદરનો ભુકો ૧ ઔંસ, ગુંદરનું પાણી ૨ ઔંસ, ચોકખું પાણી ૧ ઔંસ, સઘળાંને મિશ્ર કરી ૭૨૦ સરખી ટીકડી બનાવવી.

માત્રા—૧ થી ૬ ટીકડી.

ઉપયોગ—પાંડુ, ક્ષીણતા, ક્ષય વગેરેમાં અપાય છે.

### ૨. પીલ્સ ઓફ આયોડાઇડ ઓફ આયર્ન.

ગુજરાતી-ફેરી આયોડીડની ગોળી.

બનાવટ—લોઢાનો ઝીણો તાર ૪૦ ગ્રેન, આયોડીન ૮૦ ગ્રેન. ધોયેલી સાકર ૭૦ ગ્રેન, જેઠીમધનો ભૂકો ૧૪૦ ગ્રેન, ચોકખું પાણી ૫૦ ટીપાં.

પાણી, આયોડીન અને લોઢાનો વાળો ભેગાં કરી બાટલીમાં મૂકી ફીણ આવે ત્યાં સુધી હલાવવું પછી ખરલમાં સાકર તથા જેઠીમધ સાથે મેળવી તેમાં મેળવી દેવું.

માત્રા—૩ થી ૮ ગ્રેન. દિવસમાં ત્રણ વખત.

ઉપયોગ—ક્ષય, કંઠમાળ, પાંડુ, અટકાવ ન આવવો, કલેજુ અને બરોળ વધવાથી થયેલો ઉદર રોગ, ઉપદંશના વ્યાધિ, તથા બચ્ચાંઓની નબળાઇ ઉપર અપાય છે.

## ૩. લોઢાનો સખત અર્ક.

બનાવટ—લોખંડનો વાળો અથવા ચુરો ૫ તોલા, હાઇડ્રોક્લોરિક એસિડ ૩૦ તોલા, નાઈટ્રીક એસિડ ૨૨॥ તોલા, ચોકખું પાણી ૨૦ તોલા.

પાણી સાથે પ્રથમ ૨૦ તોલા હાઇડ્રોક્લોરિક એસિડ મેળવી ધીમી આંચથી લોખંડનો તાર તેમાં ગળવા દેવો. તેને ગાળી લઇને બાકીનો હાઇડ્રોક્લોરિક એસિડ તથા નાઇટ્રિક એસિડ મેળવવાં. બાદ સારી પેઠે ગરમ કરવું; એટલે તેનો રંગ નારંગી જેવો થઇ જશે, ત્યારબાદ પાણી મેળવી ૨૫ તોલા રહે ત્યાંસુધી બળવા દેવું.

ઉપયોગ—આ દવા પીવાના કામમાં આવતી નથી. બહારના ઉપચારમાં દાહક તથા રક્તસ્તંભક તરીકે વપરાય છે.

આ સખત અર્કમાં રેકટીફાઈડ સ્પીરીટ મેળવી પીવાના કામમાં પણ અપાય છે.





# અનુભૂત-પ્રયોગ-શતક.

નોંધઃ-આ નીચે જણાવેલા પ્રયોગો અમારા દવાખાનામાં દરરોજ વપરાય છે. હજારો દર્દીઓ ઉપર તે અજમાવેલા છે. ઘણાજ સસ્તા અને દરેક માણસ સહેલાઇથી બનાવી શકે તેવા પ્રયોગો અહીં આપ્યા છે. આ સંબંધી જેમને કંઈ પૂછાવવું હોય તે, જવાબ માટે ટીકીટ બીડીને પૂછાવી શકે છે.

## ૧. સિદ્ધામૃત.

ફુલાવેલી ફટકડી ૩ તોલા, અને સોનાગેરૂ ઘીમાં શેકેલો ૧ તોલો, મેળવી ઘુંટી કપડેથી ચાળી શીશી ભરી રાખવી.

માત્રા—બે આની ભાર દિવસમાં ત્રણ વખત.

અનુપાન—મધ સાથે, પાણી સાથે પણ ચાલશે.

ઉપયોગ—ટાઢીઆ તાવમાં આ દવા આપવાથી તાવ ઉતારે છે. ખાંસીમાં તથા બાળકોનો તાવ ઉતારવામાં પણ બહુ ગુણકારી છે. મોઢું આવ્યું હોય અથવા અવાળુ ફુલ્યાં હોય તો મધ સાથે આ દવા ઘસવાથી બેસી જાય છે. દતમંજન તરીકે પણ આનો ઉપયોગ થઇ શકે છે. જાડા કપડેથી આ દવા ચાળી આંખમાં આંજવાથી આંખનાં

ઘણાંખરાં દર્દોમાં બહુ સારો ફાયદો કરે છે. અનેક દર્દીઓ ઉપર વાપરી સારો ફાયદો અનુભવેલો છે. દરેક ગૃહસ્થે ઘરમાં બનાવી રાખી મુકવા જેવી આ દવા છે.

## ૨. પાચક ક્ષાર.

સોડાબાયકાર્બ અથવા 'ખાવાનો સોડા' બજારમાં ઘણોજ સસ્તો મળે છે. તે લાવી દરેક ગૃહસ્થે ઘરમાં રાખી મૂકવો, તેનો નીચે પ્રમાણે ઉપયોગ છે.

(૧) નાનાં બાળકોને ઝાડો, પિશાબ બરાબર સાફ થતાં ન હોય તો તેમાંથી ૦। તોલો પાણીમાં મેળવી દિવસમાં બે વખત પાઈ દેવો. મોટા માણસે એક તોલા જેટલો એકી વખતે લેવો.

(૨) પેટમાં ગૅસ થતો હોય અને દર્દ થતું હોય તો, એક મોટા ગ્લાસમાં એક તોલાને આશરે મેળવી ઉપરથી અર્ધા લીંબુનો રસ નીચોવી પી જવું. સોડાનું કામ આપે છે. પેટનાં તમામ દર્દોમાં ફાયદો કરે છે.

(૩) કાન પાકતો હોય અથવા કાનમાં સણકા મારતા હોય તો આશરે અર્ધી રતી જેટલો કાનમાં નાખી ઉપરથી લીંબુના રસનાં બે ટીપાં પાડવાં. આથી ઉભરો આવી કાન સાફ થઇ જાય છે. સણકા ગમે તેવા મારતા હોય તે તરતજ બંધ થાય છે.

## ૩. શ્વાસકાસ નાશક.

વૈદ્યભૂષણ શ્રી ગોવર્ધન શર્મા છાંગાણીનો આ પ્રયોગ છે.

બેઢાંનાં ઉપરનાં છોડાં ૨૦ તોલા, નવસાર ફુલાવેલો ૧ તોલો, સોનાગેરૂ (ઘીમાં શેકેલો) ૦।। તોલો, ત્રણેને કપડેથી ચાળી બરાબર મેળવી લેવાં.

માત્રા–૦। તોલો દિવસમાં ત્રણ વખત મધ સાથે.

ઉપયોગ—શ્વાસ અને ખાંસીમાં લાંબો વખત ઉપયોગ કરવાથી બહુ સારો ફાયદો કરે છે.

## ૪. લોહીના ઝાડા તથા અર્શનાશક.

સફેદ રાળ કોરા કપડેથી સાત વાર ચાળી બાટલી ભરી રાખવી.

માત્રા—બેઆનીભારથી ૦।। તોલા સુધી ઉંમરના પ્રમાણમાં.

ઉપયોગ—અર્શ કે જેમાં લોહી પડતું હોય તેમાં ભાતના પહેલા કોળીઆ સાથે ઘી ખાંડ મેળવી ખવરાવાથી લોહી પડતું બંધ થાય છે.

લોહીના ઝાડા તથા બીજા ઝાડા બંધ કરવા આ દવાના જેટલીજ ખાંડ મેળવી પાણી સાથે ફકાવવું. એક બે દિવસમાંજ ચમત્કારિક લાભ બતાવે છે. અનેકવાર અનેક દર્દીઓ ઉપર અજમાવેલી આ દવા છે. દરેક ગૃહસ્થ સહેલાઇથી જોખમ વગર ઉપયોગમાં લઈ શકે તેવી આ દવા છે.

## ૫. કૃમી નાશક.

કંપીલો ૦।। તોલો છાશ સાથે પાઇ દેવાથી સર્વ કૃમિ મરી જાય છે. જુલાબ થાય છે. આ પ્રમાણ મોટા માણસો માટેનું છે. બાળકોને બહુ ઓછી દવા આપવી.

## ૬. ઘોરરક્ત-પ્રદરરીપુ

ઊનનું જુનું કપડું બાળી કાળી રાખ કરી લેવી, સફેદ રાખ થવી જોઇએ નહિ. ખુલ્લી જગામાં બાળવું અને નિર્ધુમ થાય એટલે ઢાંકી દેવું

માત્રા—બેઆનીભારથી ૦। તોલા સુધી દિવસમાં બે વખત ઠંડા પાણી સાથે.

ઉપયોગ—ભયંકર લોહીવા પણ મટી જાય છે. બીજેજ દિવસે લોહીનું પ્રમાણ એકદમ ઓછું થઈ જાય છે. મોટી મોટી દવાઓથી સારા ન થએલા રોગી આ દવાથી સારા થઈ ગયા છે. (રસતંત્ર)

## ૭. પ્લીહાંતક ચૂર્ણ

શુદ્ધ નવસાર ૮ તોલા સંચળ અને સોના ગેરૂ ૧-૧ તોલો લેવાં. સઘળાંને મેળવી બારીક ચૂર્ણ કરી લવું.

માત્રા—૪થી ૮ રતી દિવસમાં બે વખત પાણી સાથે.

ઉપયોગ—બરોળનું વધવું, કલેજાના દોષ, પેટના રોગ, સોજા, મૂત્રદોષ અને તાવમાં ફાયદો કરે છે (રસતંત્ર)

સૂચના—આ દવા ખાધા પછી ઉપર ચૂનો લગાવેલું પાન અથવા તમાકુ ખાવાં નહિ. નહિ તો જીભ ઉપર ચાંદાં પડી જશે.

## ૮. સ્વાદિષ્ટ વિરેચન ચૂર્ણ

મીંઢી આવળનાં પાન, ૧૫ તોલા. શુદ્ધ ગંધક, જેઠી મધ અને વરીઆળી એ પાચ, પાંચ તોલા તથા

સાકર ૨૦ તોલા લેવાં. સર્વને કૂટી, કપડછીન કરી મેળવી બાટલો ભરી મૂકવો.

માત્રા—૦। તોલાથી અર્ધા તોલા સુધી રાત્રે સૂતી વખતે સહેજ ગરમ પાણી સાથે.

ઉપયોગ—કબજીઆત, અર્શ, લોહીનો વિકાર, ખસ, ખુજલી વગેરેમાં સાદા જુલાબ રૂપે ઉપયોગી છે. સવારે એક બે ઝાડા થઇને શરીર સાફ થઇ જાય છે. ઘણુંજ સસ્તું છે. ગંધક શુદ્ધ કરવાની રીત છેલ્લાં પાનમાં આપી છે.

## ૯. બાલમિત્ર.

ટંકણખાર ફૂલાવેલો ૧૦ તોલા તથા શુદ્ધ ગંધક ૧ તોલો મેળવી ઘુંટી કપડેથી ચાળી બાટલી ભરી રાખવી.

નોંધ—ટંકણખાર બે જાતનો મલે છે. એક ૦-૪-૦ શેર અને બીજો ૦-૭-૦ શેર ઝીણી કાંકરીવાળો ઉત્તમ છે અને તેજ વાપરવો.

માત્રા—૦॥ રતીથી ૧ રતી. મધ સાથે.

ઉપયોગ—બાળકોના તમામ રોગોમાં ઉપયોગી છે. કફ છૂટો કરી જલદી બહાર કાઢે છે. બાળકોની ખાંસી તથા હાંફણીમાં રામબાણ કામ કરે છે. દરેક માતાએ આ દવા ઘરમાં રાખવીજ જોઇએ. મોઢું આવ્યું હોય તો મધ સાથે મેળવી ઘસવાથી બહુ સારો ફાયદો થાય છે.

## ૧૦. અર્કમૂલ વટી.

આકડાનાં મૂળની છાલ અને કાળાં મરી બન્ને સરખા વજને લઈ ખાંડી કપડેથી ચાળી આદુના રસમાં ઘુંટી ચણા જેવડી ગોળી વાળી રાખવી.

માત્રા—ઉંમર અને શક્તિના પ્રમાણમાં અર્ધી ગોળીથી ૨ ગોળી સુધી પાણી સાથે.

ઉપયોગ--(૧) કોલેરાનું આ રામબાણ ઔષધ છે. જો દવા ગળે ઉતરી જાય તો દર્દી અવશ્ય બચી જાય છે. ઉલટી તરતજ બંધ કરે છે, શરીરમાંનાં તમામ જંતુઓને થોડીવારમાંજ મારી નાખે છે; તે માટે ડુંગળીના રસ સાથે દર અર્ધો કલાકે એક એક ગોળી આપવી.

(૨) ટાઢીઆ તાવ ઉપર પણ આ ગોળી બહુ સારૂ કામ આપે છે. તે માટે એક અથવા બે ગોળી દિવસમાં ત્રણ વખત આપવી. મેલેરીઆ તાવ પહેલે જ દિવસે અટકી જશે.

આ સિવાય મરડો, ઉધરસ તેમજ ચામડીના રોગ તેમજ વાળામાં પણ ફાયદો કરે છે.

## ૧૧. સ્વાદિષ્ટ ચૂર્ણ.

ફુદીનો સૂકો ૫ તોલા, સુંઠ ૨ તોલા, કાળાં મરી ૨ તોલા, લીંડી પીપર ૨ તોલા, ટાર્ટરીક એસીડ ૧ા તોલો, ખાંડ ૨૦ તોલા.

બધાંને ખાંડી કપડેથી ચાળી બાટલો ભરી રાખવો.

માત્રા—૦ા તોલા દિવસમાં બે વખત જમ્યા બાદ પાણી સાથે.

ઉપયોગ—અત્યંત સ્વાદિષ્ટ, પાચક અને રેચક છે, ઉલટી રોકે છે, છાતીનો દાહ મટાડે છે અને પિત્તનાં તમામ દર્દોમાં ગુણકારી છે. એક વખત બનાવી તેનો સ્વાદ જોવા ભલામણ છે. આ ચૂર્ણ અમારૂં પેટંટ છે અને ૧ શેરનો રૂા. ૧–૮–૦ લઇ વેચીએ છીએ.

## ૧૨. કામદૂધારસ.

સોનાગેરૂને ઘીમાં શેકી લીલાં આમળાંના રસની ૨૧ ભાવના આપવી.

માત્રા—૬ રતી બે વખત. ઘી, સાકર અથવા મધ સાથે.

ઉપયોગ—લોહી વધારે છે. પિત્તરોગનો નાશ કરે છે. પ્રમેહ, પ્રદર, પાંડુ, તૃષા, જીર્ણજ્વર મટાડે છે.

અલ્પમૂલ્ય પણ બહુગુણ દવા છે.

## ૧૩. હૃદ્રોગાદિ ચૂર્ણ.

સુકા ધાણા ૭ તોલા, ગુલાબનાં ફૂલ ૭ તોલા, ઉત્તમવંશલોચન ૭ તોલા અને ભીમસેની કપુર ૧ તોલો, બધાંને મેળવી કપડછીન ચૂર્ણ તૈયાર કરવું. (ભીમસેની કપુર બે ત્રણ જાતનું આવે છે, માટે કોઈ હોંશિયાર વૈદ્ય પાસેથી ખાત્રીવાળું લેવું. બજારમાં બેઆને તોલાથી માંડી ત્રણ રૂપીએ તોલા સુધી વેચાય છે.)

માત્રા—અર્ધો તોલો. દિવસમાં બે વખત.

અનુપાન—ગાયની છાશ અથવા લીંબુના રસની સાથે.

ઉપયોગ—હૃદયશૂળ અને હૃદયના તમામ વિકારોને માટે ઉત્તમ ગુણકારી છે. ગૅસ ઉપર ચઢતો હોય તે એકદમ નીચે ઉતારે છે. ખૂબ વાછૂટ થઇ પેટ હલકું થઇ જાય છે.

## ૧૪. લવંગાદિ ગુટિકા.

લવીંગ, કાથો, બેઢાંની છાલ અને કાળાં મરી એ સઘળી ચીજો સરખે ભાગે લઇ બારીક ચૂર્ણ કરવું. પછી બાવળની છાલના ઉકાળામાં ૬ કલાક ખરલ કરી વટાણા જેવડી ગોળી વાળવી.

માત્રા–૧ ગોળી લઇ દિવસમાં ૫–૭ વાર મોંમાં રાખી રસ ચૂસવો.

ઉપયોગ–સઘળી જાતની ખાંસી દૂર કરે છે. શ્વાસ-રોગમાં પણ લાભકારી છે. (વૈદ્યજીવન.)

## ૧૫. પ્રવાહિકા રીપુ ચૂર્ણ.

શીશીઓના બૂચ જુના અથવા નવા બાળી કોલસા કરવા. નિર્ધૂમ થાય એટલે વાસણ ઢાંકી દેવું, જેથી રાખ ન થઇ જાય.

માત્રા–૩ થી ૬ રતી. દિવસમાં ૩ વખત દહીંના પાણી અથવા દહીં સાથે.

ઉપયોગ—ભયંકર લોહીના ઝાડા, મરડો, વગેરે મટાડે છે. અનુભૂત છે.

## ૧૬ તાવની ગોળી.

લીંડી પીપર ૧ તોલો, શેકેલાં કાચકાંની મીંજ ૨ તોલા, જીરૂ ૧ તોલો, બાવળનાં તાજાં કોમળ પાંદડાં ૧ તોલો, બધાંને ઘુંટી ચણા જેવડી ગોળી કરવી.

માત્રા—તાવ આવતા પહેલાં એક કલાક અગાઉ બે ગોળી લેવી. દિવસમાં ત્રણ વખત લેવાથી ટાઢીઓ તાવ જાય.

ઉપયોગ--બાળક, જુવાન, સ્ત્રી, વૃદ્ધને પણ આપી શકાય. સગર્ભા સ્ત્રીઓને પણ આપી શકાય. તાવ ઉથલો મારી ફરી આવતો નથી. બરોળ તથા લીવરની વૃદ્ધિના વિકારો મટે છે. અલ્પમૂલ્ય પણ બહુ ગુણવાળી દવા છે. અનુભૂત છે.

## ૧૭. જયાવટી.

શુદ્ધ વછનાગ, સુંઠ, કાળાં મરી, લીંડીપીપર, હળદર, લીમડાનાં પાન, નાગરમોથ અને વાવડીંગ, આ આઠે દવાઓને સમભાગ લઈ, કૂટી, કપડછીન ચૂર્ણ કરી ૧૨ કલાક બકરીના મૂત્રમાં ખરલ કરી ચણા જેવડી ગોળીઓ વાળવી. (ર. સં.)

માત્રા—૧ થી ૨ ગોળી દિવસમાં બે વખત.

ઉપયોગ—અનુપાન ભેદથી સઘળી જાતના તાવ, ખાંસી, બહુમૂત્ર, પાંડુ, પ્રમેહ, ઝાડા, સંગ્રહણી, રક્તપિત્ત અને નેત્રરોગો વગેરે સર્વ દૂર કરે છે. આ પ્રયોગમાં

મુખ્ય ગુણકારી ઔષધિ વછનાગ છે. વછનાગ સ્વદેલ, મૂત્રલ, પીડાશામક અને વાયુવેગ નાશક છે. વછનાગમાં વાતપિત્તઘ્ન ગુણ હોવાથી જીર્ણ સંધિવા અને શૂલમાં બહુ લાભદાયક છે. જુદા જુદા રોગો ઉપર અનુપાન નીચે પ્રમાણે છેઃ—(૧) ટાઢીઆ તાવમાં ગોમૂત્રની સાથે (૨) સન્નિપાતમાં આદુનો રસ અથવા કાળાં મરી અને મધ સાથે. (૩) કફવાળી ખાંસીમાં મધ સાથે (૪) સોજા અને પાંડુમાં દૂધ સાથે (૫) મૂત્રકૃચ્છ્ર અને પથરીમાં ચોખાના ધોવરામણ સાથે. (૬) સંગ્રહણીમાં છાશ સાથે. (૭) નેત્રસ્રાવ, માંસવૃદ્ધિ અને સર્વ નેત્રરોગોમાં સ્ત્રીના દૂધની સાથે ઘસીને આંજવી. (૮) ભગંદરમાં સુંઠના ચૂર્ણની સાથે. આ ગોળી મુસાફરીમાં બહુ ઉપયોગી થઈ પડે છે. અનેક વૈદ્યો ઘણાં વર્ષોથી વાપરે છે.

## ૧૮. આબેહયાત.

જસતનો બારીક ચૂરો કરી ઘુંટી કાચના અથવા ચીનાઇ માટીના વાસણમાં નાખી હરરોજ એક લીંબુ સવારે અને એક લીંબુ સાંજે તેમાં નીચોવવું. કાચની સળીથી હલાવતા રહેવું. ૭ દિવસમાં બરાબર સફેદ ભસ્મ બની જશે.

ગુણ—આંખનાં તમામ દર્દો માટે સર્વોત્તમ. આંખનાં હરેક નાસુર બંધ કરે છે. સુરમો આંજવાની સળીથી બે વખત દવા આંખમાં આંજવી. કપડેથી ચાળી શીશીમાં ભરવી.

## ૧૯. નીમ અર્ક.

હળદર શેર ૧, ગોળ શેર ૧, લીમડાની સફેદ અંતછાલ શેર ૧, ચોકખું પાણી શેર ૧૬.

વિધિ—પ્રથમ એક રીઢું માટીનું વાસણ લઈ તેને પાછળની બાજુએ સીમેન્ટ લગાડી દેવો. તે સૂકાયા બાદ ઉપર લખેલી સર્વ ઔષધિઓ અંદર નાખી મોઢું સીમેન્ટથી બરાબર બંધ કરવું. બાદ ખુલ્લી જમીનમાં ૧। ગજ ઉંડો ખાડો ખોદાવી તળીએ ઘોડાની લાદ તાજી અર્ધોઅર્ધ ભરી ઉપર માટલું મૂકી બાકીનો ભાગ ઘોડાની લાદથી ભરી દઈ ખાડા ઉપર ધૂળ વાળી દેવી. તે માટલું ૨૧ દિવસ બાદ જમીનમાંથી કાઢી ખોલી અંદરની દવા ગાળી કાચના બાટલા ભરી લેવા.

માત્રા—૨ તોલા. સવાર સાંજ.

ઉપયોગ—તમામ જાતના રકત-વિકાર માટે સર્વોત્તમ દવા છે રકત-પિત્ત પણ મટાડે છે અલ્પમૂલ્ય પણ બહુ ગુણવાળી દવા છે.

## ૨૦. પામા રીપુ પ્રવાહી.

ફોડયા વગરનો કળીચુનો તોલો—૧, ગંધક તોલા ૨, પાણી શેર ૨॥. પાણીમાં બન્ને વસ્તુઓ નાખી ખૂબ ઉકાળી ઉતારી લેવું. બાદ નીતરતું પાણી ગાળ્યા વગર બાટલામાં ભરી લેવું.

ઉપયોગ—ખસ, લુખસ, ખુજલી વગેરેમાં આ દવા માલીસ માટે વપરાય છે. દવા ખૂબ માલીસ કર્યા પછી

અર્ધો કલાક પછી નાહિ નાખવું. રાત્રે સૂતી વખતે માલીસ કરી સૂઈ જવું. સવારે સાબુ ચોળી નાહિ નાખવાથી પણ ફાયદો થાય છે.

## ૨૧. હુબ્બે કુચિલા

ઝેરકોચલાં (વિષતિંદુક) તોલા ૪ લઈ ૦।। શેર ઘઉંની સાથે ભાડભુંજાની રાખમાં શેકાવી લેવાં. ઘઉંના દાણાની ધાણી ફૂટી જાય એટલે શેકાઈ ગયાં સમજવાં. ત્યારબાદ તેને ઘીમાં તળી લેવાં. બાદ ઉપરનાં છોડાં તેમજ અંદરની વચલી જીભ કાઢી નાખી ખૂબ બારીક ખાંડી કપડેથી ચાળી મધમાં જુવાર જેવડી ગોળી બનાવી મૂકવી.

માત્રા—સવારમાં ૧ થી ૨ ગોળી માખણ, મલાઈ અથવા દૂધ સાથે. ઘીનો ખોરાક વધુ રાખવો.

ઉપયોગ—ઠંડી ઋતુમાં લેવાથી અજબ અસર બતાવે છે. કમરનું દર્દ, ઇન્દ્રિની કમજોરી, સ્વપ્નદોષ, અજીર્ણ વગેરેમાં બહુ સારો ફાયદો કરે છે.

સૂચના—આ ગોળી ગરમ છે માટે બહુ પાતળા અને પિત્તપ્રકૃતિવાળા માણસોએ તેનો બહુજ ઓછો ઉપયોગ કરવો. **લાંબો વખત સેવન ચાલુ રાખવું નહિ.**

## ૨૨. મુળાનો મુરબ્બો.

સારા જાડા મૂળા લઇ સહેજ છોલી ચકતાં કરવાં. બાદ ગાયના ઘીમાં શેકવાં. (લાલ થવા દેવાં નહિ). પછી

મૂળાનો રસ કાઢી ગાળી સાફ કરી તે સાકરમાં નાખી ઋતુ પ્રમાણે ચાસણી તૈયાર કરવી. ખાંડ અથવા સાકર ચકતાંના વજનથી ૨।। ગણી લેવી. આ ચાસણીમાં મૂળાનાં તૈયાર કરેલાં ચકતાં ડૂબાડવાં. એક અઠવાડિયું રાખી મૂકયા બાદ સેવન કરવું.

માત્રા—બે ત્રણ ચકતાં અંદરની ચાસણી સાથે સવાર સાંજ બે વખત ખાવાં.

ઉપયોગ—બવાસીર ( અર્શ )ને માટે છેલ્લામાં છેલ્લી દવા છે. ૨—૩ દિવસમાંજ ફાયદો બતાવે છે. મસા કરમાઈ જાય છે. છ માસ સુધી કાયમ ઉપયોગ કરવાથી મસાની ઉપાધીમાંથી કાયમને માટે છૂટી જવાય છે.

## ૨૩. ગુલ્મરીપુ.

બંદુકનો કાળો દારૂ, ૫ તોલા. અંઘેડાની રાખ ૫ તોલા. ખરસાંડીની ડીરોની રાખ ૫ તોલા. ત્રણેને ભેગાં મેળવી કપડેથી ચાળી બાટલી ભરી રાખવી.

માત્રા—૦। તોલો દિવસમાં બે વખત જમ્યા બાદ અથવા જરૂર પડે ત્યારે.

ઉપયોગ—ગમે તેવો ગોળો ચઢેલો પહેલીજ પડીકીથી બેસી જાય છે. પેટનાં તમામ દર્દો માટે ગુણકારી દવા છે. ગોળા માટે પેટંટ છે.

## ૨૪. રોગને કંઠમાલ.

ઝરખનાં લીંડાં ૬ પૈસાભાર લઇ તેને આંબલીની કાળી છાલ શેર બે લઈ તેમાં લીંડાં મૂકી સળગાવવું.

ઠંડુ થયેથી લીંડાંની રાખ કાઢી લઇ તેમાં મોરથુથુ ૨ પૈસાભાર નાખી ખરલ કરવું. પછી કણજીયા તેલમાં ૧ પહોર સુધી ખરલ કરી કંઠમાળ ઉપર ચોપડવાથી ગાંઠો જલદી રૂઝાઇ જાય છે અને ફરી થતી નથી. આ એક ફકીરનો નુસખો છે. સારૂં કામ આપે છે. નહિં રૂઝાતાં ભરનીંગળ ગુમડાં પણ આ મલમ લગાવવાથી બહુ જલદી રૂઝાઇ જાય છે.

## ૨૫. પ્રમેહાન્તક વટી.

કાચો બેરજો શેર ૧ લઇ ૧૦૧ વખત પાણીથી ધોઇ નાખવો. બાદ ૧ શેર શંખજીરૂ બારીક વાટી તેમાં મેળવી ચણીબોર જેવડી ગોળી વાળવી.

માત્રા—૨ ગોળી સવારે તથા બે સાંજે.

ઉપયોગ—પરમીઓ નવો અથવા જુનો આ ગોળીના ૧૭ દિવસના ઉપયોગથી મટી જાય છે.

પથ્ય—ખાવામાં ચણાની રોટલી, ઘી, ચોખા અને બુરૂખાંડ, ઘઉંની રોટલી પણ ખાઈ શકાય. ચણાની ખાવાથી બહુ જલદી ફાયદો થશે. મીઠું અને દુધ છોડી દેવાં. (રસતંત્ર)

બેરજો ૧૦૧ વખત ધોવો ન હોય તો પાછળ પ્રયોગ નં. માં જણાવ્યા પ્રમાણે શુદ્ધ કરેલો પણ વાપરી શકાશે.

## ૨૬. વીર્યશોધક ચૂર્ણ.

બાવળના બી વગરના કાચા પરડા (ફળ), બાવળની કુંપળ અને બાવળનો ગુંદર એ ત્રણેને સમભાગ લઇ બારીક ચૂર્ણ કરી રાખવું.

માત્રા—૦। તોલાથી ૦।। તોલા સુધી સાકરની સાથે મેળવી ફાકવું અને ઉપર દૂધ પીવું.

ઉપયોગ—વીર્યનું પાતળાપણું, સ્વપ્નદોષ, પીશાબની સાથે વીર્યનું જવું, વગેરે ધાતુદોષ દૂર થઈ વીર્ય શુદ્ધ ગાઢું અને સફેદ બને છે. સાધારણ વસ્તુ હોવા છતાં બહુ સારૂ કામ આપે છે.

## ૨૭. કાશીસાદિ વટી.

હીરાકસી, ટંકણખાર ફુલાવેલો, હીંગ શેકેલી અને એળીઓ એ સર્વને સમભાગ મેળવી કુંવારપાઠાના રસમાં ૬ કલાક ખરલ કરી એક એક રતીની ગોળીઓ વાળવી.

માત્રા—૨ થી ૪ ગોળી. દિવસમાં બે વાર પાણી સાથે.

ઉપયોગ-સ્ત્રીઓને માસિક ધર્મ ઓછો આવતો હોય, અટકાવ આવતી વખતે બહુ દર્દ થતું હોય, અનિયમિત અટકાવ આવતો હોય વગેરે સર્વ દોષોને દૂર કરીને ગર્ભાશયને શુદ્ધ બનાવે છે. અટકાવ આવી ગયા પછી દસ દિવસ સુધી આ દવા લેવી નહિ. બાદ ચાલુ કરવી.

## ૨૮. શર્પુફે લર્જા.

લીમડાનાં પાકાં પાન ૧૦ તોલા, કાળી જીરી ૨।। તોલા, પીત્તપાપડો ( ખાખરાનાં બી ) ૨।। તોલા, સોના-

ગેરૂ (ઘીમાં શેકેલો) ૨॥ તોલા, ઉપરની સર્વ દવાઓને અલગ અલગ ખાંડી, ઘુંટી, ચાળી, બાટલો ભરી રાખવો.

માત્રા–બેઆની ભારથી ૦। તોલા સુધી. દિવસમાં ત્રણ વખત.

ઉપયોગ—ટાઢીઓ તાવ, તેમજ ખાંસી સાથેના તાવમાં બહુ સારૂ કામ આપે છે. ઘણીજ સસ્તી, ઘેર બનાવી ગરીબોને અને બને તો સર્વને મફત આપવા જેવી દવા છે.

## ૨૯. શફુફે પેચીસ ( મરડો ).

વરીયાળી ( તવાપર શેકેલી ) તોલા ૫.

ખસખસનાં પોસ્ત તોલા ૫.

હીમજી હરડે (દિવેલમાં તળેલી) તોલા ૫.

ત્રણે દવાઓને ખાંડી, ચાળી, બાટલો ભરવો.

માત્રા–મોટાને ૦। તોલો દિવસમાં બે વખત અને બચ્ચાંને ૧ વાલ બે વખત.

અનુપાન—ખસખસનું પાણી અથવા સાદુ પાણી.

ઉપયોગ—અમળાટ સાથેના ઝાડા તથા મરડો તરતજ બંધ કરે છે.

## ૩૦. વિષતિંદુક વટી.

શુદ્ધ ઝેરકોચલાંનું ચૂર્ણ ૦॥ તોલો, સુંઠ તોલો ૧, મરી તોલો ૧, એ સર્વ મેળવી પાણીમાં ઘુંટી ચણા જેવડી ગોળી વાળવી.

માત્રા-ઉંમર અને શક્તિના પ્રમાણમાં મોટાંને ૧-૧ ગોળી દિવસમાં ત્રણ વખત.

ઉપયોગ-હિસ્ટીરીયા, સંધિવા, કમરનું દર્દ, અજીર્ણ વગેરેમાં બહુ સારો ફાયદો કરે છે. ઉપર દૂધ પીવું.

## ૩૧. ડ્રેસિંગ ઓઇલ.

કારબોલિક ઍસિડ તોલા ૨॥, અને કપુર તોલા ૫ લઈ કપુરનો ભૂકો કરી શીશીમાં નાખી પછી કારબોલિક એસિડ મેળવવો. હલાવી બાટલી ભરી રાખવી.

(ગોપાલજી. કું. ઠક્કુર.)

ઉપયોગ—(૧) અકસ્માત બળી જવાના કેસોમાં આ તેલ તરતજ લગાડવાનું શરૂ કરવાથી પાકવા કે સડવા દેતું નથી. મૂકતાંજ બરફ જેવી ઠંડક આપી પીડા શાંત કરે છે.

(૨) કાનમાંથી રસી નીકળવી, કાન પાકવો એમાં આ તેલનાં ટીપાં નાખવાથી રૂઝ આવી રસી બંધ થઈ જાય છે.

(૩) લોહી બંધ કરે છે, સડતું ચાંદુ સાફ કરી જલદી રૂઝ લાવે છે. માર વાગવાથી ભાગ છુંદાઇ ગયો હોય તે ઉપર લગાડવાથી બહુ સારો ફાયદો થાય છે.

આ એકજ દવા આયડોફોર્મ, ટિન્કચર આયોડીન, ઝીંક બોરીક મલમ, હાઇડ્રોજીરી લોશન વગેરેનું કામ આપે છે. દરેક ગૃહસ્થને એક વખત બનાવી વાપરી

જોવા ભલામણ છે. અમોએ અમારા દવાખાનામાં વાપરી ફાયદો અનુભવેલો છે.

આ તેલ સારામાં સારૂ એન્ટીસેપ્ટિક અને રૂઝ લાવનાર ડ્રેસીંગ માટે ઉત્તમ ઔષધ છે.

(આરોગ્ય સિંધુ)

## ૩૨. સરલ અંજન.

કબુતરની જુની હઘાર ૫ તોલા લાવી ખૂબ ઘુંટી કપડેથી ચાળી શીશીમાં ભરી મૂકવી.

સવારે તથા રાત્રે સૂતી વખતે સુરમો આંજવાની સળીથી આંખમાં આંજવાથી ઝાંખ, જાળુ, ફૂલ. આંખમાંથી પાણી વહેવું વગેરે સાધારણ આંખના રોગો સારા થાય છે. (ધન્વન્તરિ)

## ૩૩. નેત્ર-બિંદુ.

વરસાદનું પાણી અથવા વરાળ કરી ઠારેલું પાણી ૨॥ તોલા, શુદ્ધ ફુલાવેલી ફટકડી ૩ રતી અને પોટાસ પરમેંનેટ ૦॥ રતી મેળવી શીશી ભરી મૂકવી. સવાર સાંજ આંખમાં ટીપાં પાડવાં.

ગુણ—નેત્રભિષ્યંદ, નેત્રશ્રાવ બહુ જલદી મટે છે.

## ૩૪. ખસનો મલમ [રામબાણ].

રસકપુર ૬૦ ગ્રેન અથવા આશરે ૦। તોલો, વેસેલાઈન ૨॥ તોલા. બન્નેને બરાબર મેળવી મલમ બનાવી રાખવો. (ઝેરી છે.)

ભયંકર ખસ અને ખુજલીની રામબાણ દવા છે. તાત્કાલીક લાભ બતાવે છે. ઘણીવાર અનુભવેલી છે.

## ૩૫. ખસનો સાદો મલમ.

ગંધક ૦ાા તોલો, ફટકડી ૦ા તોલો, બોરીક એસિડ ૦ા તોલો અને વેસેલાઈન ૨ાા તોલા લઇ મેળવી ડબ્બો ભરી રાખવો.

ઉપયોગ—ખસ ખુજલી, ચાંદાં વગેરે જલદી રૂઝવે છે ઉપરનો મલમ ઘણો મોંઘો છે જ્યારે આ એકદમ સસ્તો છે. ધીમે કામ આપે છે.

## ૩૬. ક્ષારપર્પટી.

શુદ્ધ સુરોખાર ૧૬ તોલા તથા ફટકડી ૪ તોલા બન્ને મેળવી ચૂર્ણ કરવું. પછી સાફ કરેલી લોખંડની કઢાઈમાં નાખી ધીમા તાપ પર ગરમ કરવું. જ્યારે ચૂર્ણ પાણી જેવું થાય ત્યારે કઢાઇ ઉતારી દવાને કડછીથી કઢાઇમાં ફેલાવી દેવી. થોડા વખતમાં તે દવા સુકાઈ જાય તથા કડાઈ ઠંડી થાય ત્યારે પર્પટી ઉખાડી લેવી.

સૂચના—આ દવાવાળી કઢાઈમાં પાણીનું ટીપું પડવું જોઈએ નહિ; જો પાણી અડશે તો મોટો અવાજ થઈ કઢાઇ ફાટી જશે.

માત્રા અને અનુપાન—ખાધા પછી દિવસમાં બે વખત ૩ થી ૬ રતી સુધી.

ઉપયોગ—અમ્લપિત્ત, બરોળ, યકૃત, શૂળ, અજીર્ણ, હોજરીનો વરમ, ગોળો, મંદાગ્નિ, તાવ, જળોદર વગેરે મટે છે. અમ્લપિત્ત રોગ માટે આ ઉત્તમ ઔષધિ છે.

(આ. બિ.)

## ૩૭. બ્રાહ્મી શરબત.

સુકાં બ્રાહ્મીનાં પાન ૮૦ તોલા લઇ સાફ કરી આઠ ઘણા પાણીમાં ધીમા તાપે ઉકાળવાં. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. ગાળેલા પાણીમાં ૫ શેર સાકર મેળવી ચાસણી શરબત જેવી કરી લેવી.

માત્રા—૧ તોલાથી ૨ાા તોલા સુધી ઠંડા પાણીમાં મેળવી પીવું.

ઉપયોગ—જ્ઞાનતંતુની નબળાઇ, યાદશકિતની ખામી, શિરદર્દ, ઉન્માદ, અપસ્માર, ચક્કર વગેરેમાં સારો ફાયદો કરે છે. બુદ્ધિવર્ધક તથા ઉત્તેજક છે.

## ૩૮. મૃદ્વિરેચ્ચન રસ.

નાની ઈલાયચીના દાણા ૧ તોલો, શુદ્ધ ગંધક ૨ તોલા. મુર્દાસંગ ૨ તોલા, અને વલીયારી ૩ તોલા મેળવી બારીક ચૂર્ણ કરવું.

નોંધ—મુર્દાસંગને આદુ રસમાં અથવા સુંઠના ઉકાળામાં ૩ વખત પલાળવાથી તે શુદ્ધ થાય છે.

માત્રા—૧ થી ૨ રતી સુધી દૂધની સાથે પાંચ દિવસ સુધી રોજ સવારમાં આપવી. મોટી સ્ત્રીઓને બેઆની ભાર દવા આપવી.

ઉપયોગ—માટી ખાવાથી ફીકાશ આવી ગઈ હોય ત્યારે જુલાબ માટે આ દવા અપાય છે. આ દવાથી માટી ઝાડા મારફત નીકળી જઇ પ્રકૃતિ બરાબર થઇ જાય છે. બચ્ચાં અને સ્ત્રીઓ માટે બહુ લાભકારી દવા છે. (૨. ચં.)

## ૩૯. કામલાન્તક.

આકડાનાં મૂળનું ચૂર્ણ ૧૦ તોલા, સોડાબાય કાર્બ ૩૦ તોલા, કાળાં મરી ૧૦ તોલા. ત્રણેને મેળવી ચાળી બાટલો ભરવો.

માત્રા—૦। તોલો દિવસમાં બે વખત છાશ સાથે.

ઉપયોગ-એક અઠવાડિયામાં કમળો ( પીળીયો ) મટે.

( જં. જ. )

## ૪૦. કાસ મર્દન ગુટિકા.

આકડાનાં ફૂલની મીંજે અને કાળાં મરી સમભાગ લઈ ઘુંટી ચણા જેવડી ગોળી વાળવી.

માત્રા-દિવસમાં ૪ વખત એક એક ગોળી.

ઉપયોગ-ખાંસી, દમ, હીસ્ટીરીઆ વગેરેમાં સારો ફાયદો કરે છે.

## ૪૧. બ્રાહ્મી તેલ.

બ્રાહ્મીનાં પાન શેર ૦॥, દંતીમૂળ તોલા ૨॥, નસોતર તોલા ૨॥, ગરમાળો તોલા ૫, આમળાં તોલા ૨૦, મરી તોલો ૧, વાવડીંગ તોલા ૨॥, એ સર્વ વસ્તુઓનું ચૂર્ણ કરી આઠ ગણા પાણીમાં ધીમા તાપે ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી તે ઉકાળામાં તલનું તેલ શેર ૫ મેળવી કલાઇ કરેલા મોટા વાસણમાં ધીમા તાપે ઉકાળવું. (૩૦ શેર પાણી માય તેવડું વાસણ લેવું.)

ઉકાળતી વખતે કપુરકાચલી તોલા ૨॥, કચુરો

તોલા રા, ચંદન સફેદ તોલા રા, ઘઉંલા તોલા રા તથા વાળો તોલા ૫ લઈ સર્વ વસ્તુઓનો કલ્ક કરી ઉપરના ઉકાળામાં નાખવો. પાણી બળી જાય ત્યારે ઉતારી, ગાળી, ઠંડુ થયે ભરી લેવું.

ગુણ—માથાની ગરમી, અપસ્માર, ઉન્માદ, માથાનું દરદ, જ્ઞાનતંતુની નિર્બળતા વગેરે મટી બુદ્ધિનો વિકાસ થાય.

## ૪૨. ખરજવાનો મલમ.

પારા ગંધકની સમભાગ કજ્જલી તોલા ૨, મોરથુથુ તોલો ૧ અને સોનાગેરૂ તોલો ૧ વાટી વેસેલાઈનમાં અથવા સો વખત ધોયેલા ઘીમાં મેળવી ખરજવા પર લગાડવાથી મટી જાય છે.

## ૪૩. વિષમુષ્ટિ આસવ.

ગળો ૧ તોલો, ઝેર કોચલાં ( અશુદ્ધ ચાલશે ), કરીયાતુ, કાળી દ્રાક્ષ, અને નાગરમોથ એ ચારે ૦॥-૦॥ તોલો અને ગોળ ૧૫ તોલા લેવાં. ગોળ સિવાયની સઘળી વસ્તુઓને કુટી ૧ શેર પાણી મેળવી કાચના વાસણમાં મોં બંધ કરી ભરી મૂકવું. દરરોજ એક વખત તે દવાને બરાબર હલાવવી. ૩૦ દિવસ પુરા થયા બાદ અંદરનું પ્રવાહી ગાળી બાટલો ભરી લેવો.

માત્રા—૨૦ થી ૪૦ ટીપાં સવાર સાંજ બે વખત ૧ તોલો પાણી મેળવીને આપવી.

ઉપયોગ—જ્વરનાશક, શક્તિવર્ધક અને હૃદયને બળ આપનાર છે. તાવ જલદી મટાડી ભૂખ લગાડે છે.

( ધન્વન્તરિ. )

## ૪૪. સ્વાદિષ્ટ ચંદ્રપિપ્પલી.

કાગદી લીંબુનો રસ ૧૦૦ તોલા. નાનાં લીંડીપીપર ૨૦ તોલા. સિંધવ ૧૫ તોલા, નવસાર શુદ્ધ ૧ તોલો. ઇલાયચીદાણા ૭॥ તોલા, મરી કાળાં ૩ તોલા, અજમો ૫ તોલા. ફક્ત નવસાર અને સિંધવનેજ ઘુંટી લેવાં. બાદ સઘળાંને માટીના અથવા કાચના વાસણમાં રાખવાં. ૩ દિવસ લીંબુના રસમાં પડી રહેવા દેવાં. પછી ગરમ કરી લેવું. જાડું થયા પછી ઉતારી પહોળા મુખના વાસણમાં ૩-૪ દિવસ સુકાવા દેવું.

ગુણ—કોલેરા, મંદાગ્નિ, અજીર્ણમાં બહુ ગુણકારી છે. ૨-૩ પીપર અથવા ૩-૪ મરી ખાવા આપવાં.

## ૪૫. નેત્રામૃત વટી.

ઝીંક ઓકસાઇડ ૩ તોલા (જસતનાં ફૂલ), સફેદ ફટકડીનાં ફૂલ ૧ તોલો, સાકર ૧ તોલો, મોરથુથુ ૧ તોલો, સઘળાંને ઘુંટી ૧ દિવસ ગુલાબજળમાં ખરલ કરી ચણા બરાબર ગોળી વાળવી.

ગુણ—આ ગોળી સવાર સાંજ પત્થર ઉપર ઘસી આંખમાં આંજવાથી દુઃખતી આંખો મટે છે. ૩ દિવસમાંજ રતાશ, સોજો, બળતરા વગેરે નાશ પામે છે. પાણીમાં ઘસી આંજવી. (ધન્વન્તરિ)

## ૪૬. રાજગુટિકા.

સુંઠ ૪ તોલા, શુદ્ધ આમળસારો ગંધક ૨ તોલા,

સિંધવ ૨ તોલા. એનું બારીક ચૂર્ણ કરી લીંબુના રસમાં ઘુંટી નાની ચણીબોર જેવડી ગોળીઓ કરવી.

માત્રા—બે, બે ગોળી દિવસમાં બેથી ત્રણ વખત.

ગુણ—કોલેરા, અજીર્ણ, ચુંક મટે. સ્વાદિષ્ટ છે.

## ૪૭. મૂર્ચ્છાન્તક નસ્ય.

નવસાર, ફોડયા વગરનો કળીચુનો અને કલમીશોરો દરેક ૧–૧ તોલો લઈ જુદાં જુદાં ઘુંટી એક મજબુત બુચ વાળી બાટલીમાં ભરી સારી રીતે મેળવવાં. પાછળથી કપુર ૦। તોલો લઇ ઘુંટી તેમાં મેળવવું. સઘળાંને ખૂબ હલાવી રાખી મુકવું.

ઉપયોગ—બેભાન અવસ્થામાં સુંઘાડવા માટે બહુ ઉપયોગી. સન્નિપાત, હીસ્ટીરીઆ તથા સર્પવિષની મૂર્ચ્છા દૂર કરે છે. જો સુંઘી ન શકે તો નળીથી ૦। રતી જેટલી દવા નાકમાં નાખવી.

## ૪૮. બાળા ગોળી.

ટંકણખાર ફુલાવેલો ૨ તોલા, કાળી હરડે ૧૦ તોલા, કપુરકાચલી ૫ તોલા, વલીઆરી ૫ તોલા, અતિવિષની કળી ૩ તોલા, નાગરમોથ ૩ તોલા.

સઘળાંને કુટી ચુનાના પાણીમાં ૩ દિવસ ઘુંટી વટાણા જેવડી ગોળીઓ વાળવી. ઉંમરના પ્રમાણમાં એક અર્ધી અથવા ચોથા ભાગની ગોળી પાણીમાં ઘસી દિવસમાં ત્રણ વખત પાવી.

ઉપયોગ—બાળકોની ઉલટી, લીલાપીળા ઝાડા, દૂધ ન પચવું, તાવ વગેરે મટે છે. દરેક બાળકની માતાએ પાસે રાખવા જેવી આ ગોળી છે.

## ૪૯. સુજાક નાશક.

બિજોરાનું તેલ ( Balsom Copaibae ) અને સુખડનું તેલ સમભાગ મેળવી રાખી મૂકવું. એમાંથી રોજ ૩૦ ટીપાં પતાસા ઉપર નાખી ખાવા આપવાં. ૨૦ દિવસમાં જુનામાં જુનો રોગ મટી જાય. (ધન્વન્તરિ.)

## ૫૦. ઇચ્છાભેદી ગુટિકા.

સુંઠ, પીપર, મરી, પારદ ( હિંગળોકમાંથી ઉડાવેલો), શુદ્ધ ગંધક અને ટંકણખાર એ દરેક એક એક તોલો અને શુદ્ધ નેપાળો ૬ તોલા સાથે મેળવી પાણીમાં ચણોઠી જેવડી ગોળી વાળવી.

૨ થી ૩ ગોળી ઉના પાણી સાથે આપવાથી જુલાબ લાગે છે. જુલાબ વાળવા માટે ખીચડી દહીં ખવરાવવું.
(ભૈ. ૨.)

## ૫૧. ઉદરામૃતયોગ.

કુંવારપાઠાનો ગરભ, મૂળાનો રસ, લીંબુનો રસ. દરેક ૨૦, ૨૦ તોલા, આદુનો રસ ૫ તોલા, ટંકણખાર ફુલાવેલો, નવસાર, ચિત્રકમૂળ, પીપરીમૂળ, શેકેલી હીંગ, સુંઠ, મરી, પીપર, જીરૂ શેકેલું, અજમો અને ફરાંસીનો ચુરો એ દરેક એક-એક તોલો. આ સર્વને બાટલીમાં

નાખી ( સૂકી દવાઓ કપડછાન કરી લેવી ) સાત દિવસ તાપમાં રહેવા દેવું. બાદ અંદરની દવા ગાળી બાટલીમાં ભરી લેવી. (ધન્વન્તરિ.)

માત્રા—૦। તોલાથી એક તોલા સુધી, દિવસમાં બે વખત, ખાધા પછી સમભાગ પાણી મેળવી પીવું.

ઉપયોગ—ઉદરરોગ, બરોળ, કલેજાનો દોષ, પાન્ડુ, સ્ત્રીઓના ગર્ભાશયના દોષ, મન્દાગ્નિ, કબજીઆત, અને શૂલ વગેરે રોગો થોડા દિવસમાં દૂર થાય છે.

## ૫૨. ઘાવ તેલ.

ભિલામાં, લસણ, કાંદા ( ડુંગળી ) અને અજમો પાંચ, પાંચ તોલા લેવાં. સઘળાંને મેળવી ૪૦ તોલા તેલમાં શેકી લેવાં. ઠંડુ થયા બાદ તેલ ગાળી લેવું.

ઉપયોગ—નવો થયેલો જખમ, ( છરી, ચપ્પુ, પત્થર વગેરે વાગવાથી લોહી નીકળવું ) મટાડવામાં બહુ ઉપયોગી છે. આ તેલ સાધારણ વસ્તુઓથી બનેલું છે. પરંતુ ઘણુંજ લાભદાયક છે. આ તેલનું પુમડું બાંધવાથી ઘા પાકતો નથી.

## ૫૩. લીંબુનું શરબત.

લીંબુના રસમાં રસના વજનથી ૨॥ ઘણી સાકર મેળવી ચાસણી બનાવી લેવી. શરબત તૈયાર થાય ત્યારે ગરમ ગરમ ગાળી લેવું. ઠંડુ થયા બાદ ગાળવું નહિ.

માત્રા-૧ થી ૨ તોલા સુધી પાણી મેળવી પાવું.

ઉપયોગ-પિત્તવિકાર, મન્દાગ્નિ, અજીર્ણ, કબજીઆત વગેરે મટે.

## ૫૪. આમલીનું શરબત.

એક શેર આમલી બશેર પાણીમાં ચાર પ્રહર ભીંજવી રાખી ( રાતે પલાળી રાખવી, પછી તે પાણી ગાળી ઉકાળી અર્ધું બાળવું); અને તેમાં ૨ શેર સાકરની ચાસણી કરી નાખી શરબત બનાવવું.

માત્રા-૨ તોલાથી ૫ તોલા સુધી.

ઉપયોગ—બંધકોશવાળાએ રાત્રે અને પિત્તવાળાએ સવારે સેવન કરવું. અજીર્ણ અરુચિ વગેરે મટે છે. બહુ સ્વાદિષ્ટ અને ગરમ રૂતુમાં સેવન કરવા યોગ્ય છે.

## ૫૫. કફકર્તન રસ.

અંઘેડાનાં પંચાંગ ૨ શેર, જાવંત્રી ૨ તોલા, નાની ઈલાયચી છોડાં સાથે તથા જાયફળ અને લવીંગ ૧-૧ તોલો તથા કાળાં મરી ૩ તોલા લેવાં. આ સઘળી દવાઓને કઢાઇમાં નાખી બાળવી. ધૂમાડા વગરની રાખ થઈ જાય ત્યારે ખરલ કરી લેવાં. બાદ ૧ તોલો ચરસની રાખ મેળવવી. (અભાવમાં ગાંજા અને તમાકુની ચલમમાં રહેલા શેષ ગલની નિર્ધૂમ રાખ બનાવી કામમાં લેવી) ત્યારબાદ ૧ તોલો ટંકણ ફુલાવેલો, પારાગંધકની કજ્જલી ૦ાા તોલો મેળવવાં. સારી રીતે ઘુંટી બાટલી ભરવી.

માત્રા—૧ થી ૨ રતી. દિવસમાં ૩ થી ૪ વાર નાગરવેલના પાનની સાથે ચાવીને રસ ધીમે ધીમે ઉતારવો.

ઉપયોગ-ખાંસી અને શ્વાસ મટાડવામાં બહુ ઉપયોગી છે.

વર્ષોના જામેલા કફને બહાર કાઢી નાખે છે. સુકી અને તર બન્ને પ્રકારની ખાંસીમાં ઉપયોગી છે. ધર્માદા દવાખાનામાં આ પ્રયોગ વપરાયેલો છે.

(ગોવર્ધન શર્મા, છાંગાણી)

## ૫૬. શિવાક્ષાર પાચન ચૂર્ણ.

હિંગાષ્ટક ચૂર્ણ ૧૦ તોલા, નાની હરડે ૧૦ તોલા, સોડા બાય કાર્બ ૧૦ તોલા, એ સઘળી ચીજોને મેળવી કપડેથી ચાળી બાટલો ભરવો.

માત્રા—૦ા તોલાથી ૦ાા તોલા સુધી દિવસમાં બે વખત જમ્યા બાદ ગરમ પાણી સાથે.

ઉપયોગ—વાયુ, અજીર્ણ, કબજીઆત, આફરો, હેડકી, ઉલટી અને કૃમિ વગેરે રોગો મટે છે. વાછૂટ ખૂબ થાય છે. (રસતંત્ર)

## ૫૭. શ્વાસાન્તક વટી.

શુદ્ધ ઝેરકોચલાં, લીંડીપીપર, લવીંગ અને જેઠી મધ એ સર્વને સમભાગ લઈ મેળવી બેઢાંના ઉકાળામાં ૧૨ કલાક ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ બનાવી લેવી.

માત્રા—રોજ સવારમાં ૧-૧ ગોળી ખવડાવી ઉપરથી ૧-૨ તોલા ગાયનું ઘી પાવું. સાંજે ગાયના દૂધની સાથે ૧ ગોળી આપવી.

ઉપયોગ—અરુચિ, મન્દાગ્નિ, પાસાનું શૂળ, કબજીઆત વગેરે સર્વ ઉપદ્રવો સાથેનો કફવાળો શ્વાસ રોગ થોડાજ દિવસમાં મટી જાય છે. (ઓ. ગુ. ધ. શા.)

## ૫૮. ચીંચા ભલ્લાતક વટી.

આમલી અને ભીલામાં સરખે ભાગે લઇ કૂટી મોટા બોર જેવડી ગોળીઓ વાળવી. (આંબલી નવી લેવી, મીઠું મેળવેલી લેવી નહિ.) બન્ને વસ્તુઓને કુટવાથી ગોળી બની જશે. પાણી મેળવવાની જરૂર નથી.

(આ. નિ. મા.)

માત્રા—૧થી ૨ ગોળી સુધી દિવસમાં બેથી ત્રણ વાર છાશ અથવા પાણી સાથે આપવી.

ઉપયોગ—કૉલેરા, સંગ્રહણી, ઝાડા, પેટનું શૂળ, ઉપદંશથી થએલો સંધિવા, પક્ષાઘાત, વાના જુદા જુદા રોગો, વગેરેમાં બહુ સારો ફાયદો કરે છે. કૉલેરાની આ રામબાણ દવા ગણાય છે. બીજા રોગોમાં પણ સારો ગુણ બતાવે છે. આ દવાની સાથે ખાસ પરહેજીનું બંધન નથી.

## ૫૯. જુલાબની ગોળી–૧.

શુદ્ધ આમળસારો ગંધક તોલો ૦॥, પારો તોલો ૦॥ લઇ બન્નેની કજ્જલી કરવી. તેમાં શુદ્ધ નેપાળો તોલો એક અને ભીલામાં નંગ ૨ ઝીણું વાટી એકત્ર કરી લીંબુના રસમાં બાર કલાક ઘુંટાઈ કરી મગના દાણા જેવડી ગોળીઓ વાળવી. (આ. ભિ.)

માત્રા—ઉંમર અને શકિત પ્રમાણે એકથી ચાર ગોળી સુધી ઠંડા પાણી સાથે આપવી.

ઉપયોગ—જુલાબ લાગશે. જુલાબ વાળવા માટે મગ ચોખાની ખીચડી ઘી નાખી ખવરાવવી અથવા સાકરનું પાણી કરીને પાવું. ઉત્તમ જુલાબ છે.

## ૬૦. જુલાબની ગોળી-૨.

પારો તોલો ૦ા, ગંધક તોલો ૦ાા, ખૂબ વાટી કજ્જલી કરી તેમાં મરી તોલો ૦ા, ટંકણખાર તોલો ૦ા, સુંઠ તોલો ૦ાાા તથા શોધેલો નેપાળો તોલા ૨ નાખી ખૂબ વાટી બાવળની છાલના ઉકાળામાં ઘુંટી તેની ચણા જેવડી ગોળીઓ વાળવી.

માત્રા—૧ ગોળી અથવા ઉંમર અને શકિત પ્રમાણે, ગરમ પાણી સાથે આપવી. જુલાબ સારા લાગે છે.

વારણ—સાકરનું પાણી પાવું, ઠંડા પાણીથી નહાવું, અથવા મગચોખાની ખીચડી ઘી નાખી ખાવી.

## ૬૧. યોગેન્દ્ર રસ.

રસસિંદુર ૨ તોલા, સુવર્ણભસ્મ, કાન્તલોહભસ્મ, અભ્રકભસ્મ, મોતીનીભસ્મ, કલાઇનીભસ્મ (બંગ), એ દરેક એક એક તોલો લઈ એ બધાંને એકત્ર કરી કુંવારપાઠાના રસની ભાવના આપી ત્રણ દિવસ અનાજના ઢગલામાં દબાવી રાખવું. બાદ બે બે રતીની ગોળીઓ બનાવી લેવી.

માત્રા અને અનુપાન—બે બે ગોળી સવાર સાંજ ત્રિફળા કવાથની સાથે અથવા વંશલોચન અને ખાંડની સાથે સેવન કરવું.

